# મુંબઇ બેટની
# ભૂગોળના પાઠો.



કર્તાઓઃ-
રવિશંકર ઓ. મહેતા.
દલપતરામ કે. દવે.

# મુંબઈ બેટની ભૂગોળના પાઠો

## ( મુંબઈ ઇલાકાના સામાન્ય જ્ઞાન સાથે )

લખી તૈયાર કરનાર:—


**રવિશંકર એ. મહેતા**

હેડમાસ્તર. લેડી જમશેદજીરોડ મ્યુ. ગુ. સ્કુલ.

**દલપતરામ કે. દવે**

આ. માસ્તર. ભૂલેશ્વર મ્યુ. એ. વી. સ્કુલ.





છપાવી પ્રસિદ્ધ કરનાર.

**જીવનલાલ એન્ડ સન્સ,**

**બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,**

બારીક [illegible] મહાજન વાડી, કાલબાદેવીરોડ; **મુંબઈ નં. ૨.**


મૂલ્ય ૦-૬-૦

આવૃત્તિ ૧ લી.  પ્રત ૨૦૦૦.

સને ૧૯૨૯.





અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# નિવેદન.

" ગામ કે સ્થાનની નામાવળી તેનું નામ ભૂગોળ " એ માન્યતાને અત્યારનો જમાનો ચલાવી લે તેમ નથી. બીજા વિષયોની જેમ ભૂગોળનો પણ જીવન સાથે નિકટનો સબંધ છે. તે સબંધ જળવાય ત્યારે ભૂગોળનું શિક્ષણ સફળ થયું ગણાય.

કલ્પનાપ્રાધાન્ય ભૂગોળનો પાયો અવલોકનમાં છે. તેથી ગામ કે શહેરની ભૂગોળ શિખવવામાં તો " પહેલું પર્યટન અને પછી શિક્ષણ " એ ક્રમ જળવાવો જોઇએ. મતલબ કે ગામની ભૂગોળનું શિક્ષણ પર્યટન દ્વારા અપાવું જોઇએ. પર્યટન દ્વારા શિખવાએલ ભૂગોળના જ્ઞાનનું નમુના (મોડલ) બનાવડાવી પુનરાવર્તન થાય તો યથાર્થ કામ થયું મનાય. દરેક પાઠ ચલાવતી વખતે નકશાની રૂપરેખા દોરી તેમાં જરૂરની હકીકત પુરાવવાની રીતને સારા શિક્ષકો ચાહે છે. એ વાત ભૂગોળશિક્ષકના લક્ષમાં હોવી જોઇએ.

ટ્રામ અને મોટરબસના રસ્તા તથા પોસ્ટ ઓફિસના નંબરો વગેરે ઓછી જરૂરની હકીકતો મોંએ કરાવવાનો મોહ ન રાખવા અમારી ખાસ વિનતિ છે. વિશેષ મહત્ત્વના પાઠો અને નામો મોટા ટાઈપમાં મૂકી વિષય સરળ કરવા અમે અમારાથી બનતું સઘળું કર્યું છે.

મુંબઈના કેળવણી ખાતામાંના પંદર વરસના અનુભવે અમને આ ચોપડી લખવા પ્રેર્યા છે. આ પુસ્તકમાં જો કયાંય ભૂગોળશિક્ષણની સફળતા દેખાય તો તેનું માન ન્યૂ હાઈ-

સ્કૂલના પ્રિન્સિપાલ સાહેબ **સ્વ. જે. ડી. ભરડા** અને **કે. બી. મર્ઝબાન** સરખા શિક્ષણશાસ્ત્રીઓ, ભૂગોળ-શિક્ષણની નવીન પ્રથાના પ્રેરક **એચ. જી. અંજારીઆ** અને ભૂગોળની પાઠમાળાના લેખક સ્વ. **કૈ. ત્રિ. આચાર્ય** એમને છે. આ ચાર ગુરુઓએ આપેલા પ્રત્યક્ષ અને પરોક્ષ જ્ઞાન વડે જ અમે આ પ્રયાસ કરી શકયા છીએ. જો કયાંય અપૂર્ણતા હોય તો તે અમારી છે. અનુભવી હિતેચ્છુઓ એ તરફ જો ધ્યાન ખેંચવાની કૃપા કરશે તો ઉપકાર થશે.

આ પુસ્તકની હસ્તલિખિત પ્રત આદિથી અંત સુધી અતિ બારીકાઈથી અવલોકી જઈ, ભૂગોળની ઉપયોગીતાની દૃષ્ટિએ કેટલાક સુધારાઓ સૂચવવા બદલ મુંબઈની મ્યુનિસિપલ સ્કૂલોના સુપ્રિન્ટેન્ડેન્ટ મે. રા. રા. હિંમતલાલ **ગણેશજી અંજારીયા** એમનો ફરી એકવાર આભાર માનીએ છીએ. આ વાત એમના વિનિત આત્માને નહિ રૂચે, છતાં અમને એ અનિવાર્ય લાગ્યું છે. તો અમે લીધેલી આ છુટ બદલ તેઓ અમને ક્ષમા કરશે, એવી આશા રાખી અમે વિરમીએ છીએ.

લી. સેવકો.

**રવિશંકર ઓ. મહેતા.**

**દલપતરામ કે. દવે.**

# સાંકળીઉં.

# ઘર, ગામ, શહેર ને ભૂગોળ.

તમારૂં નામ શું ? તમારા ભાઈનું નામ શું ? તમે કેટલાં ભાઇબેન છો ? તમારા બાપનું નામ શું ? તમે, તમારાં ભાઇ-બેન, તમારાં માબાપ વગેરે સૌ કયાં રહો છો ? તમારા ઘરની બાજુમાં કોણુ કોણુ રહે છે ? તમે રહો છો તે માળા-માં બીજાં કેટલાં ઘર છે ? એ માળો કોનો કહેવાય છે ? તમારો માળો કઇ ગલી–શેરી–માં આવેલો છે ? તમારા ઘરનું સિરનામું તમને આવડે છે ?

મુંબાઈમાં ઘણાં ઘર નાની ઓરડીઓનાં હોય છે. દરેક ઓરડી એક બીજાની પાસપાસે આવેલી હોય છે. દેશમાં ઘર છૂટાં છૂટાં હોય છે. ત્યાં કેટલાંક માણુસો ઘાસ વગેરેનાં ઝુંપડાં બાંધી તેમાં રહે છે. જે ઠેકાણે થોડાંક ઝુંપડાં પાસપાસે આવેલાં હોય તેવી જગાને **નેસ** કહે છે. રબારી, ભરવાડ વગેરે લોકો જંગલમાં નેસ બાંધીને રહે છે. જે ઠેકાણે થોડાં ઘર આવેલાં હોય, તેમાં વસ્તી પણુ થોડી હોય તેવી જગાને **ગામ કે ગામડું** કહે છે. જે ઠેકાણે ગામડાંથી વધારે ઘર હોય અને વસ્તી પણુ વધારે હોય તેવા ગામને **શહેર** કહે છે. આપણું મુંબાઇ એ એક મોટું શહેર છે. તમે સૌએ કેટલાં ગામ ને કેટલાં શહેર જોયાં છે ?

તમે ચોપાટી કોઈ દિવસ ગયા છો ? ત્યાં દરીઓ છે તે જોયો છે ? એ દરીઓ કેવડો હશે ? જમીન કરતાં દરીઓ ઘણો મોટો છે. દરીઓ અને જમીન આખી દુનીઆ-માં આવેલાં છે. તેમાં જુદી જુદી જાતનાં જનાવરો ને લોકો વસે છે; ઝાડપાલો ઉગે છે.

દુનીઆનું બીજું નામ પૃથ્વી છે. પૃથ્વીનો આકાર ગોળ દડા જેવો છે. રમવાનો દડો ગોળ હોય છે, તેવી આ પૃથ્વી પણ ગોળ છે. જુઓ આ પૃથ્વીનો ગોળો છે. તે જોવાથી ખાતરી થશે.

ભૂ એટલે પૃથ્વી અને ગોલ એટલે ગોળો. પૃથ્વીના ગોળાનું નામ ભૂગોળ છે. એ ગોળામાં કયાં કયાં શું આવેલું છે ? તે કેવું છે ? ત્યાં કેવાં લોકો ને જનાવરો વસે છે ? ત્યાંનાં હવાપાણી કેવાં છે ? એ બધું જાણવાની વિદ્યાને **ભૂગોળ વિદ્યા** કહે છે.

# દિશા.

તમારી આગળ શું છે? પાછળ શું છે? જમણી બાજુએ શું છે? ડાબી બાજુએ શું છે? આગળ માસ્તરનું ટેબલ, પાછળ નકશો, જમણા હાથ તરફ ઘડીઆળ ને ડાબા હાથ તરફ બારણું છે?

## તમે અવળા ફરી જાઓ.

બોલો હવે તમારી આગળ, પાછળ, જમણી બાજુએ તથા ડાબી બાજુએ શું શું આવેલું છે? આગળ નકશો, પાછળ ટેબલ, જમણા હાથ તરફ બારણું ને ડાબા હાથ તરફ ઘડીઆળ છે. પહેલાં જે ટેબલ આગળ હતું તે પાછળ, નકશો પાછળ હતો તે આગળ, બારણું ડાબી બાજુએ હતું તે જમણી બાજુ ને ઘડીઆળ જમણી ગમ હતું કે ડાબી ગમ આવી ગએલ છે.

આ ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે **આગળ પાછળ, ડાબું ને જમણું એ સૌ આપણે જેમ ફરતાં જઈએ તેમ તેઓ ફરતાં જાય છે.** આ અડચણ દૂર કરવા ડાહ્યા માણસોએ ચાર બાજુઓ નક્કી કરી છે, તેને દિશાઓ કહે છે. તે કોઇ દિવસ ફરતી નથી.

(૧) સુરજ ઉગે છે તે **ઉગમણી** કે **પૂર્વ દિશા.**

(૨) સુરજ આથમે છે તે **આથમણી** કે **પશ્ચિમ દિશા.**

ઉગમણી દિશા પરથી બીજી બે દિશાઓ નક્કી કરવામાં આવી છે.

(૩) ઉગમણી દિશાએ મોં કરી ઉભા રહીએ ત્યારે ડાબા હાથ તરફ જે દિશા આવે છે તે **ઓતરાદિ કે ઉત્તર દિશા.**

(૪) ઉગમણી દિશાએ મોં કરી ઉભા રહીએ ત્યારે જમણા હાથ તરફ જે દિશા આવે છે, તે **દખણાદિ કે દક્ષિણ દિશા.**

ઉત્તર, દક્ષિણ, પૂર્વ ને પશ્ચિમ એ ચાર દિશાઓની વચ્ચે ચાર ખૂણા આવેલા છે.

(૧) પૂર્વ અને દક્ષિણ દિશાની વચ્ચે આવેલા ખૂણાને (પૂર્વ દક્ષિણ) **અગ્નિ ખૂણો** કહે છે.

(૨) દક્ષિણ અને પશ્ચિમ દિશાની વચ્ચે આવેલા ખૂણાને (દક્ષિણ પશ્ચિમ) **નૈરૃત્ય ખૂણો** કહે છે.

(૩) પશ્ચિમ અને ઉત્તર દિશાની વચ્ચે આવેલા ખૂણાને (પશ્ચિમ ઉત્તર) **વાયવ્ય ખૂણો** કહે છે.

(૪) ઉત્તર અને પૂર્વ દિશાની વચ્ચે આવેલા ખૂણાને (ઉત્તર પૂર્વ) **ઇશાન ખૂણો** કહે છે.

વધુ માટે નીચેની આકૃતિ જુઓ.



અંધારી રાતે ઉત્તર દિશામાં એક તારો દેખાય છે તેને ધ્રુવનો તારો કહે છે. તે દરરોજ એને એ જગાએ હોય છે; ફરતો નથી.

**નકશામાં દિશાઓ**—કાગળ પર પાડેલા જમીનના ચિત્રને ઉત્તર બાજુ દોરી બાંધી ભીંત પર લટકાવવામાં આવે છે. તેથી નકશામાં ઉપરની બાજુએ ઉત્તર દિશા ગણાય છે. નકશામાં એક ઉત્તર દિશા નક્કી થઇ એટલે બીજી દિશાઓ સહેલાઈથી નક્કી કરી શકાય છે.

## ચિત્ર, આકાર, કદ, અંતર અને નકશો.

ચાલો આપણે આ કાળા પાટિયાનું ચિત્ર પાડીએ. જુઓ આ પાટિયાની ઉપરની બાજુ છે. એવી એક બાજુ તમારી સ્લેટમાં દોરો. ઉપરની બાજુની સામે બીજી એક નીચેની બાજુ છે. એવી પણ બીજી એક બાજુ દોરો. હવે પાટિયાની ડાબા અને જમણા હાથ તરફથી બાજુઓ દોરો. જુઓ તમારી સ્લેટમાં કાળા પાટિયાનું **ચિત્ર** તૈયાર થયું.

કાળા પાટિયાનું ચિત્ર આવું છે તેને બદલે જો આપણે આવું ચિત્ર પાડીએ તો તે ચિત્ર ખોટું ગણાય. જેવો **આકાર** મૂળ વસ્તુનો હોય તેને જ મળતું એટલે તેવા જ આકારનું ચિત્ર દોરવું જોઈએ.

નાની સ્લેટમાં કાંઇ મોટું પાટિયું સમાય નહિ, માટે તેવા જ આકારનું પણ કદમાં નાનું ચિત્ર આપણે આપણી સ્લેટમાં પાડી શકીશું. એ ચિત્ર મૂળ વસ્તુ જેવડું નહિ થાય.

કાળું પાટિયું ૪ ફૂટ લાંબું અને ૪ ફૂટ પહોળું છે. માટે ચિત્રમાં પણ લંબાઈ પહોળાઇ બરાબર સાચવવાને આપણે એક ફૂટને બદલે એક ઇંચની લીટી દોરીએ તો પાટિયાનું ચિત્ર ખરૂં થશે. **માપ** લઈ દોરેલા નકશા જ ખરા નકશા છે. માપ વડે એક ચીજ બીજાથી કેટલી દૂર છે તે જાણી શકાય છે.

ચિત્ર



નકશો.



ચિત્ર અને નકશામાં ફેર છે. અહીંઆ નિશાળનું ચિત્ર અને નિશાળનો નકશો પાસ પાસે આપેલાં છે. એ પરથી આપણે જાણી શકીએ છીએ કે, ચિત્ર તે નકશો નથી, પણ ભોંયતળીયાના આકારના ચિત્રનું નામ **નકશો** છે.

કાળા પાટિયાના નકશાના ક્રમ ( ચિત્ર, આકાર, કદ, દિશા ને અંતર ) પ્રમાણે વર્ગનો, શાળાનો અને ગામનો નકશો પાડતાં શિખવવું.

નકશામાં જે જ્યાં આવ્યું હોય ત્યાં તેનું નામ લખાય છે, કે ચિત્ર મૂકાય છે. રંગીત નકશામાં પાણીનો રંગ વાદળી બતાવવામાં આવે છે.

# મુંબઈ બેટ.

**૧ સીમા, વિસ્તાર અને ઇતિહાસ. સીમા**—આપણે રહીએ છીએ તે મુંબઈ બેટની ઉત્તરે માહીમની ખાડી આવેલી છે. ખાડીને સામે કાંઠે વાંદરા ને કુર્લા આવેલાં છે. દક્ષિણ અને પશ્ચિમ દિશાએ અરબી સમુદ્ર છે, અને પૂર્વ દિશાએ પણ દરિયો છે. તેમાં ઉરણ, ઘારાપુરી વગેરે ટાપુઓ આવેલા છે, ને તેની પાછળના ભાગમાં કોલાબા જીલ્લાનાં ગામો છે.

મુંબઈ બેટનો આકાર ભિસ્તીની પખાલના જેવો છે. આ બેટ ઉત્તર દક્ષિણ લગભગ ૧૨ માઇલ લાંબો અને પૂર્વ પશ્ચિમ લગભગ ૩ માઇલ પહોળો છે.

**હકીકત**—આ બેટ જુના વખતમાં દક્ષિણના હિન્દુ રાજાઓના તાબામાં હતો. તેમના પછી ગુજરાતના મુસલમાન બાદશાહોનું રાજ્ય થયું. તેમની પાસેથી પોર્ટુગીઝોએ આ બેટ પડાવી લીધેલો. આજથી લગભગ અઢીસો વરસ પહેલાં પોર્ટુગલના રાજાએ પોતાની શાહજાદી ઈંગ્લાંડના રાજા બીજા ચાર્લ્સને પરણાવી ત્યારે આ બેટ પહેરામણીમાં આપેલો. ઈંગ્લાંડના રાજાએ વરસના રૂ. ૧૦૦) લેવાના ઠરાવી કંપની સરકારને આ ટાપુ સોંપેલો. તે વખતે જુદા જુદા ૭ ટાપુઓમાં આ બેટ વહેંચાએલો હતો, ( ૮ મા પાનાપરનો નકશો જુઓ. ) અને થોડા મચ્છીમાર કોળી લોકોનાં ઝુંપડાં જ ફક્ત આ બેટ પર હતાં.

આ વખતે કંપની સરકારની સુરતમાં કોઠી—વખાર હતી. મરેઠા ઘોડેસ્વારો વખતો વખત ચઢી આવીને લુંટી જતા તેથી કંટાળી કંપની સરકારે પોતાની કોઠી મુંબઈ બેટમાં આણી. દુશ્મનથી બચવા કિલ્લો બાંધ્યો અને ફરતી ખાઈ ખોદાવી. કિલ્લા કે કોટની અંદરના ભાગને કોટ અને બહારના ભાગને બહારકોટ કહેતા. એ નામો આજ પણ ચાલુ છે.

મુંબઈનો વેપાર ધીમે ધીમે વધતો ચાલ્યો, તેથી વસ્તી વધતી ગઈ. જગાની ઘણી તાણ પડવા લાગી ત્યારે સરકારે કોટ તોડાવી નાખ્યો, ખાઈ પુરાવી દીધી અને ડુંગરાઓ તોડી જુદા જુદા બેટો વચ્ચે આવેલા દરિયાના ખાડા કે ખાડીઓ પુરાવી વસવા લાયક સપાટ જમીન તૈયાર કરવા માંડી. ૯૭ સુધી એ કાર્ય ચાલુ છે.

---

## ૨. ડુંગરા ને મેદાનો.

**ડુંગરા**—તમે ઢગલા જોયા છે. જમીનના એવા મોટા ઢગલાને ટેકરી કહે છે; મોટી ટેકરીને ટેકરો કહે છે, ને મોટા ટેકરાને **ડુંગર** કહે છે, અને મોટા ડુંગરને **પર્વત** કહે છે. મુંબઈ બેટમાં પહાડ એકે નથી. પરંતુ પશ્ચિમ કિનારા તરફ **વાલકેશ્વરનો ડુંગર** (મલબારહીલ), **ખંભાલાહીલ**. (મહાલક્ષ્મીનો ડુંગર) અને **વરલીનો ડુંગર** આવેલ છે. અને **બાબુલનાથની એક** ટેકરી છે. પૂર્વ તરફ **મઝગામનો ડુંગર, શીવનો ડુંગર** અને **શીવરીનો** ડુંગર આવેલ છે.

**મેદાન**—તમે ખેતર જોયું છે? કેટલાંક ખેતરો કે બગીચાઓની જમીન ઉંચીનીચી હોતી નથી પરંતુ સીધી સપાટ હોય છે. એવી એક સરખી સપાટ જમીનના મોટા ભાગને **મેદાન** કહે છે. મુંબઈ બેટનો મધ્યભાગ લગભગ સપાટ મેદાન જેવો છે. આ સિવાય **બેન્ડસ્ટેન્ડનું, કોટનું,** (એસ્પ્લેનેડ) **મરીન લાઈનનું** અને **ચર્ચગેટનું** એ મેદાનોમાં લોકો હવા ખાવા અને રમત ગમત કરવા જાય છે. **મહાલક્ષ્મીના મોટા મેદાનમાં** ઘોડાઓ દોડાવવાની શરત રમાય છે. તેને **રેસ** કહે છે.

---

## ૩. ભૂશિર, અખાત, ઉપસાગર, દ્વીપકલ્પ.

**ભૂશિર**—'જમીનની અણી લાંબી થઈને સમુદ્રમાં ગએલી હોય તેને **ભૂશિર**' કહે છે. ભૂ એટલે પૃથ્વી ને શિર એટલે માથું. પૃથ્વીનું દરિયામાં ગએલું માથું, તેનું નામ ભૂશિર. મુંબઇ બેટના નકશામાં જોવાથી આપણને માલમ પડે છે કે આ બેટમાં **કોલાબાની, વાલકેશ્વરની, વરલી-ની, ને મામા હાજીની** ભૂશિરો આવેલી છે.

ઉપસાગર—'સમુદ્રની અણી લાંબી થઈને જમીનમાં ગએલી હોય તેને **અખાત**' કહે છે; પરંતુ તે અણી આગળ જતાં પહોળી થઇ ગઇ હોય તો તેને **ઉપસાગર** કહે છે.

ઉપ એટલે નાનો અને સાગર એટલે દરિયો. નાનો દરિયો તેનું નામ 'ઉપસાગર' કહેવાય. આ બેટમાં અખાત એકે નથી. કોલાબા અને વાલકેશ્વર વચ્ચે આવેલા ઉપ-સાગરનું નામ **બેકબે** છે. અને બીજો એક ઉપસાગર માહીમ ને વરલી વચ્ચે આવેલો છે તેને **માહીમનો ઉપસાગર** કહે છે.

**દ્વીપકલ્પ**—જે જમીનની ત્રણે બાજુએ પાણી હોય અને એક બાજુએ જમીન હોય તેને **દ્વીપકલ્પ** કહે છે. મુંબઈ બેટ પોતે પણ હાલમાં દ્વીપકલ્પ જ છે. કારણ કે તેની ઉત્તર તરફનો ભાગ કુર્લા સાથે રેલવેની સડક જેટલી જમીન વડે જોડાએલો છે. તથા **કોલાબા** અને **વાલકેશ્વરના** ભાગોને પણ દ્વીપકલ્પ કહી શકાય. કારણ કે આ ભાગોની ત્રણે બાજુએ પાણી આવેલું છે.

 

## કુદરતી દેખાવોનો નકશો.



## ૪. તળાવ, કિનારો, બંદર ને ગોદીઓ.

**તળાવ**—પાણી ભરેલા નાના ખાડાને ખાબોચીઉં કહે છે. જો ખાડાના કાંઠા બાંધેલા હોય તો તેને કુંડ કહે છે. પાણી ભરેલા મોટા ખાડા કે કુંડને **તળાવ** કહે છે. તળાવથી મોટું હોય તે **સરોવર** કહેવાય. મુંબઇ બેટમાં હાલમાં **મમાહેવી, મહાલક્ષ્મી, વાલકેશ્વર** (બાણગંગા)નાં તળાવો છે; અને બાકીનાં **ધોબી તળાવ, કાવસજી પટેલનું તળાવ, નાખુદા તળાવ, ગોવાળીઆ તળાવ, મસ્તાન તળાવ** અને **ગિલ્ડર તળાવ** વગેરે તળાવો હતાં તે પુરી ત્યાં સપાટ જમીન બનાવવામાં આવી છે.

**કિનારો**—તળાવના પાણીની આજુબાજુ આવેલી જમીનને પાળ કે કાંઠો કહે છે. કાંઠાનું બીજું નામ કિનારો છે. તેમજ દરિયાને અડીને રહેલા જમીનના ભાગને **દરિયા કાંઠો** કહે છે. દરિયાનો કિનારો બધી જગાએ સરખો હોતો નથી. કોઈ કોઇ સ્થળે તે ખાંચાખાંચાવાળો હોય છે.

**બંદર**—જે જગાએ વહાણ કે આગબોટમાં માલ અને ઉતારૂ ચઢાવવા ઉતારવામાં આવતાં હોય, તે જગાને **બંદર** કહે છે. મુંબઈ બેટ ઉત્તર દક્ષિણ લાંબો હોવાથી પશ્ચિમ તરફ આવેલા અરબી સમુદ્રનાં મોજાંઓ પૂર્વ તરફ આવી શકતાં નથી. વળી એ બાજુએ દરિયાકિનારા પાસે જ પાણી ઉંડાં છે, તેમાં પથરા વગેરે નથી, જેથી આગબોટો અને વહાણો છેક કિનારા સુધી આવી શકે છે. માટે જ મુંબઇના પૂર્વ કિનારા તરફ **પાલવા બંદર, પત્થર બંદર, ટાંક બંદર, કર્નાક બંદર, વાડી બંદર,**

## મુંબઇ બેટનો કુદરતી રચનાનો કિનારો.



**ક્લાર્ક બંદર, ફ્રીઅર બંદર, મોદી બંદર,** વગેરે બંદરો આવેલાં છે.

**ગોદી**—વહાણ અગર આગબોટમાંથી સીધા જમીન પર ઉતરવા કે માલ ઉતારવા દરિયા કાંઠે જે ભીંત બાંધવામાં આવે છે તેને **ધક્કો** કે **ડોક** કહે છે. દરિયાનાં તોફાનોથી આગબોટને બચાવવા, રંગવા, સમાર કામ કરવા, અને માણસો તેમજ માલ ચઢાવવા ઉતારવા જે સગવડભરી જગા બનાવવામાં આવે તેને **ગોદી** કે **ડોક** કહે છે. આવી ગોદીઓ મુંબઈમાં ફક્ત પૂર્વ તરફ જ આવેલી છે. તેનાં **સાસુન ગોદી, ગવરમેન્ટ ડોક, અલેક્ઝાંડ્રા ગોદી, વિક્ટોરીયા ગોદી,** અને **પ્રિન્સેસ ગોદી,** વગેરે નામો પાડેલાં છે.

આ બેટના પશ્ચિમ કિનારે દરિયાનાં મોજાં જોરથી પછડાય છે. એ મોજાંઓને કોઇ અટકાવનાર નથી, જેથી એમનું જોસ વધારે રહે છે. વળી કિનારા પાસે ઉંડું પાણી નથી જેથી આ કિનારા તરફ વહાણો કે આગબોટો ઉભા રહેતાં નથી. ફક્ત ચોપાટી અને વરલી જેવા સ્થળોએ માછલાં પકડનાર માછીમારો પોતાના પડાવ ઉભા રાખી મચ્છી ઉતારે છે.

આ બેટના વેપારની જાહોજલાલીનું મુખ્ય કારણ પૂર્વ તરફનો શાન્ત દરિયો જ છે. આ સગવડને લીધે હિન્દમાં મુંબઇ એ પહેલા નંબરનું બંદર લેખાય છે. જગતનાં સારાં બંદરોની ગણતરી વખતે પણ મુંબઈનુ નામ લેવાય છે.

વિલાયતની ટપાલની આગબોટ બેલાર્ડપીયર ઉપરથી ઉપડે છે. **બીજા** પરદેશો તરફ જનારી આગબોટો ઘણે-ભાગે અલેકઝાન્ડ્રા ડોકમાંથી છુટે છે, અને આવે છે પણ ત્યાં. કચ્છ અને કરાચી તરફની આગબોટમાં બેસનારને ઘણે ભાગે પ્રિન્સેસ ડોકમાં જવું પડે છે. કોકણ અને ગોવા લાઇનની બોટો અલેકઝાન્ડ્રા ડોકના બહારના ધકા પરથી ઉપડે છે અને આવે છે પણ ત્યાં.

---

## ૫. આબોહવા, વરસાદ, વસ્તી ને ભાષા.

**આબોહવા**—મુંબઈની બાજુમાં જ દરિયો હોવાથી ઉનાળાનો તાપ બહુ લાગતો નથી, તેમજ શિયાળામાં ઠંડી પણ ઘણી પડતી નથી; જેથી અહીંની આબોહવા સમધાત—સાધારણ કહેવાય.

**વરસાદ**—ગુજરાત કાઠિયાવાડના પ્રમાણમાં મુંબઈમાં વરસાદ ઘણો પડે છે. અહીં વરસોવરસ લગભગ ૮૦ ઇંચ જેટલું પાણી પડે છે. ચોમાસાના ચારે માસ વરસાદ વરસ્યા જ કરે છે. જ્યાં જુઓ ત્યાં પાણી જ પાણી થઈ રહે છે.

**વસ્તી**—મુંબઈની વસ્તી લગભગ ૧૨ લાખ માણસની છે. ઘણા દેશોમાંથી લોકો આવીને અત્ર વસેલા છે. તેમાં મોટો ભાગ **મરાઠા**ઓનો છે, કારણ કે તેમનો દેશ મુંબઈની બાજુમાં જ આવેલો છે. મરાઠાથી ઉતરતી વસ્તી **ગુજરાતી**ઓની છે. ગુજરાત, કચ્છ ને કાઠિયાવાડના જુદા જુદા ભાગોમાંથી **બ્રાહ્મણ, વાણીયા, ભાટીયા, લુવાણા, કંસારા, દરજી, સુતાર** વગેરે **હિન્દુઓ, મેમણ, વહોરા** અને બીજા કેટલાક **મુસલમાનો** તથા **પારસી**લોકો વગેરે ગુજરાતીઓ આ બેટમાં વસેલા છે. આ સિવાય **ભૈયા, શીખ, પંજાબી, સિંધી, મારવાડી, બંગાળી** અને **મદ્રાસી** વગેરે

લોકો પણ પોતપોતાના દેશમાંથી આવી વસ્યા છે. વળી **યુરોપીયન, (સાહેબો) સીધીઓ, આરબ, ઈરાની, ચીના, જાપાનીસ** વગેરે પરદેશી લોકોની પણ થોડી ઘણી વસ્તી છે. આપણા એક કવિ કહે છે તેમ મુંબઈ એ તો ખરેખર માણસોનું સંગ્રહસ્થાન જ છે.

**ભાષા**—મરાઠાઓ **મરાઠી,** કર્ણાટકના લોકો **કાનડી,** ગુજરાતીઓ **ગુજરાતી,** કચ્છીઓ **કચ્છી,** ભૈયાઓ **હિન્દી,** મદ્રાસીઓ **મદ્રાસી,** મારવાડીઓ **મારવાડી,** અને મુસલમાનો **ઉર્દુ** ભાષા બોલે છે. આ સિવાય મુંબઈમાં વસનારા સાહેબલોકોમાં, રાજ્યની કચેરીઓમાં અને મોટા વેપારીઓની ઑફીસોમાં **અંગ્રેજી** ભાષાનો વિશેષ ઉપયોગ થાય છે.

---

## ૬. ઉદ્યોગ, આયાત નિકાસ ને બજારો.

**ઉદ્યોગ**—મુંબઈમાં વસ્તી વધારે છે. ખેડવા માટે જમીન નથી તેથી ખેતીની પેદાશ કાંઈ થતી નથી. ફક્ત માહીમ ને મહાલક્ષ્મી તરફ શાકભાજી પકવવામાં આવે છે. નાળીએરી પર નાળિએર થાય છે. શીવ તરફના થોડા પ્રદેશમાં મીઠું પકવવાના અગરો છે. કાપડ વણવાની ઘણી મીલો હોવાથી સુતરાઉ કાપડ મોટા જથ્થામાં તૈયાર થાય છે. રેશમ વણવાની મીલમાં રેશમી કાપડ વણાય છે. એ સિવાય લોખંડ, ધાતુકામ, કાચ, કાગળ વગેરેનાં કારખાનાં છે તેમાં ઘણો માલ તૈયાર થાય છે. મુંબઈનો મુખ્ય ઉદ્યોગ વેપાર છે.

કેટલાક લોકો સરકારી અને વેપારીઓની નોકરી કરે છે. ઘણા લોકો બી. બી. સી. આઇ. અને જી. આઈ. પી. રેલવેના વર્કશોપમાં તથા મીલો અને બીજાં કારખાનાંઓમાં કામ કરવા જાય છે. દરિયા-કિનારે રહેતા માછીઓ માછલાં પકડે છે. ચામડાં કમાવવા, ધાતુનાં વાસણો તૈયાર કરવાં, અને જરૂરીયાતની બીજી કેટલીક ચીજો બનાવી લોકો પોતાનું ગુજરાન ચલાવે છે.

**આયાત નિકાશ**—મુંબઈ વેપારને લીધે જ મોટું ગણાય છે. દેશના જુદા જુદા ભાગોમાંથી માલ લાવવા મોકલવાને રેલવેની સગવડ છે, અને દુનિયાના દેશોમાંથી માલ લાવવા મોકલવા માટે બંદરની સગવડ છે. તેથી અબજો રૂપીઆનો માલ દેશમાંથી ધસડાઈ આવી વહાણ કે આગબોટ મારફતે પરદેશ જાય છે, અને પરદેશથી મુંબઈમાં આવી દેશના જુદા જુદા ભાગોમાં જાય છે.

કાપડ, અનાજ, સુતર, ધાતુનો સામાન, સોનું, રૂપું, લોખંડ, સંચા, સાકર, કાચ, કાગળ, સ્ટેશનરી, વગેરે તમામ જાતનો માલ મુંબઈમાં આવે છે, અને કાપડ, રૂ, સુતર, અનાજ, રૂપું, સોનું, હાથીદાંત વગેરે બધી જાતનો માલ મુંબઈની બહાર જાય છે.

**બજારો**—જોઈતી સર્વ વસ્તુઓ મુંબઈમાં લગભગ બધી જગાએ મળે છે. પરંતુ તેનાં જથ્થાબંધ બજારો જુદા જુદા ભાગમાં આવેલાં છે. રૂનું મુખ્ય બજાર સીવરી પર છે, તે કોટનગ્રીન કહેવાય છે. મુળજીજેઠા મારકીટ, મંગળદાસ મારકીટ, ને લખમીદાસ મારકીટમાં કાપડનો વેપાર ચાલે છે. સોનું, રૂપું, હીરા, મોતી વગેરે કિંમતી વસ્તુઓ ઝવેરી બજારમાં મળે છે. કાચનો સામાન અંગ્રેજી-બજારમાં વેચાય છે. લોખંડને લગતી દુકાનો લુહારચાલ, નાગદેવી, ને કર્નાક બંદર પર છે. સ્ટેશનરી અને કાચના વેપારીઓ અબ્દુલરહેમાન સ્ટ્રીટમાં બેસે છે. તાંબાપિત્તળ અને સુતરનાં બજારો પાયધુની અને તાંબાકાંટા પર છે. ઘાસનું બજાર મહાલક્ષ્મી સ્ટેશન પાસે છે. જથ્થાબંધ આટો બેટાંકા પર મળે છે. અનાજ, કરીયાણું, ખાંડ, ઘી, તેલ વગેરે ખાધાખોરાકીની ચીજોનું બજાર માંડવી પર છે, શાકભાજી અને ફુલફળાદિ ક્રાફર્ડ મારકીટ, ભૂલેશ્વર મારકીટ, નળબજાર મારકીટ અને ભાયખાળા મારકીટમાં મળે છે.


શીવ
માહીમ
કોલવાડા
માટુંગા
ગોવારી
દાદર
દાદર
શિવરી
એલ્ફીન્સ્ટનરોડ
પરેલ
કરીરોડ
કોટનગ્રીન
ચીંચપોકલી
ભાયખળા
રે રોડ
ડોકયાર્ડ
ગ્રાંટરોડ
પ્લેહાઉસ
ચોપાટી
સેન્ડહર્સ્ટ રોડ
ચર્નીરોડ
મસીદબંદર
વિક્ટોરીઆ ટર્મિનસ
મરીન લાઈન્સ
મુંબાઈજીમખાના
ચર્ચગેટ
કોલાબા
મુંબઈ બેટ
રેલ્વે, ટ્રામ્વે, અને મોજમઝાના સ્થળો.
રેલ્વે.
ટ્રામ્વે.

## ૭. રેલગાડીઓ.

મુંબઈ બેટની વસ્તી વધારે છે. ઘણા માણસો કારખાનાં, બજારો અને બંદરો પર કામ કરે છે. તે બધાં માણસો કાંઇ પોતાના ધંધાની જગાની નજીકમાં રહી શકે નહિ. કેટલાક લોકો તો આજુ-બાજુનાં ગામડાંઓમાં પણ રહે છે. આ બધાં માણસોની જવા આવવાની સગવડ માટે આગગાડી, ટ્રામ, મોટરબસ, ભાડુતી મોટરો, ને ભાડાની ગાઢીઓ દોડાવવામાં આવે છે. પૈસાદાર લોકો પોત-પોતાના ઘરની મોટર અગર ગાઢી રાખે છે.

**સ્ટેશનો**—*બી. બી. એન્ડ સી. આઈ. રેલવેનાં **કોલાબા, ચર્ચગેટ, મરીનલાઈન, ચર્નીરોડ, ગ્રાન્ટરોડ, મહાલક્ષ્મી, લોઅરપરેલ, એલ્ફીન્સ્ટનરોડ, દાદર, માટુંગા** અને **માહીમનાં** સ્ટેશનો આ બેટમાં આવેલાં છે. આ રેલવેની કેટલીક ગાડીઓ એન્જીનવડે અને કેટલીક વિજળીથી દસ દસ મિનિટના અંતરે દોડાવવામાં આવે છે. તે બધી કોલાબા અને ચર્ચગેટથી ઉપડી થાણા જીલ્લાનાં ગામો વાંદરા, અંધેરી, બોરીવલી ને વીરાર સુધી જાય છે આ ગામડાંઓ મુંબઈનાં પરાં કહેવાય છે. મુંબઈ અને પરાં વચ્ચે દોડતી ગાડીઓને **લોકલ** કહે છે. આ લોકલનો રસ્તો વીરાર પછી ગુજરાત કાઠિયાવાડ અને બીજા દેશો તરફ જાય છે. જેને એ તરફ જવું હોય તેણે આ રેલવેમાં મુસાફરી કરવી જોઇએ. આ રેલવેનો માલ ચઢાવવા ઉતારવાનું સ્ટેશન કર્નાકબંદર છે. એન્જીન તથા ડબાઓને લગતાં કારખાનાં પરેલમાં આવેલાં છે. તેમાં હજારો માણસો કામ કરે છે.

+જી. આઇ. પી. રેલવેનાં સ્ટેશનો—**બોરીબંદર** (વિક્ટોરીયા ટર્મીનસ), **મસજીદ, સેન્ડહર્સ્ટરોડ, ભાયખાળા, ચીંચપોકલી,**

---

* બોમ્બે બરોડા અને સેન્ટ્રલ ઇન્ડીયા રેલવે.

+ ગ્રેટ ઇન્ડીયન પેનિનસ્યુલા રેલવે.

**કરીરોડ, પરેલ, દાદર, માટુંગા અને શીવનાં** સ્ટેશનો મુખ્ય લાઈનપર છે. હાર્બર ( દરિયા કિનારા )ની લાઇનપર **બોરીબંદર, મસજીદ, સેન્ડહર્સ્ટ રોડ, ડોકયાર્ડરોડ, રેરોડ, કોટનગ્રીન, શીવરી, ગોવારી ને કોલવાડાનાં** સ્ટેશનો છે. તે પછી થાણા જીલ્લાના તાબાનું ગામ કુરલા આવે છે, ત્યાં મુખ્ય ને હાર્બર લાઇનો ભેગી થાય છે. ગોવારી સ્ટેશનથી આ લાઈનનો એક ફાંટો જુદો પડી માહીમ થઈ વાંદરા સુધી જાય છે.

આ રેલ્વેની કુરલા, વાંદરા, થાણા ને કલ્યાણ લોકલો વિજળીથી ચાલે છે. કલ્યાણથી આ રેલવેના બે ફાંટા જુદા પડે છે. એક ઉત્તરમાં જાય છે ને બીજો મરાઠા લોકોના દેશ તરફ જાય છે. જેને એ તરફ જવું હોય તેણે બોરીબંદર અગર દાદરથી બેસવું જોઇએ. દાદરના સ્ટેશનેથી બી. બી. ની ગાડીમાંથી જી. આઈ. પી. ની મુખ્ય લાઈન પર ને માહીમના સ્ટેશનથી હાર્બર લાઈન પર જઈ શકાય છે. વાડીબંદર અને ભાયખાળાનાં સ્ટેશનોએ આ રેલવેમાં માલ ચઢાવવા ઉતારવામાં આવે છે. માટુંગા અને પરેલમાં આ રેલવેનાં એન્જીન તથા ડબાને લગતાં જબર કારખાનાં છે.

બેઉ રેલવેની બધી લોકલ ગાડીઓ કાંઈ બધાં સ્ટેશનોએ ઉભી રહેતી નથી. તેથી સ્ટેશન પરના પાટીયામાં જોઈ તપાસ કર્યા બાદ ગાડીમાં બેસવું જોઈએ. વિજળીની ગાડી એકદમ ઉપડે છે અને ઝટ ઉભી રહી જાય છે; માટે **ચાલતી ગાડીએ ચઢવું ઉતરવું નહિ.**

મુંબઈ બેટમાં ત્રીજી પણ એક રેલવે છે. તેનું નામ પોર્ટ ટ્રસ્ટ રેલવે છે. આ રેલવે પૂર્વ તરફના દરિયા કાંડે પથરાએલી છે. દેશ-પરદેશથી આવેલાં વહાણો અને આગબોટો જે માલ ચઢાવે ઉતારે છે, તે બધો માલ વહાણો ને આગબોટો સુધી લાવવા લઈ જવાનું કામ આ રેલવે કરે છે. આ રેલવે ઉતારૂ લાવવા લઈ જવાનું લોકલ ગાડીઓના જેવું કામ કરતી નથી.

## ૮. ટ્રામ.

**ટ્રામ:**—આગગાડી તો તેના પાટા પર જ ચાલે છે, પણ ટ્રામના પાટા તો આખા શહેરમાં પથરાએલા છે. તેમાં બેસીને ગમે તે ભાગમાં જઇ શકાય છે.

ટ્રામની લાઇનોના ત્રણ કકડા કરી શકાય. પહેલો કકડો સાસુન ડોકથી પાયધુની, ગીરગામ અને વાડીબંદર સુધીનો છે. બીજો કકડો ગીરગામ, પાયધુની કે વાડીબંદરથી લાલબાગ સુધીનો છે. ત્રીજો કકડો લાલબાગથી દાદર સુધીનો છે. કોઇ પણ બે ભાગમાં મુસાફરી કરનાર પાસેથી એક આનો ભાડું લેવામાં આવે છે, અને ત્રણે ભાગની સહેલ કરનારને દોઢ આનો આપવો પડે છે. છોકરાંઓની અડધી ટીકીટ પડે છે.

કેટલીક ટ્રામ ગાડીઓમાં બે ડબા સાથે જોડાય છે, ને કેટલીક ગાડીઓ માળવાળી હોય છે. માળ પર બેસીને ફરવામાં આનંદ આવે છે. રસ્તાની બાજુ પરના થાંભલા પર નાનાં લાલ પતરાં લટકાવી "અહીં ટ્રામ ઉભી રહેશે" એમ જણાવેલું હોય છે. ટ્રામ સ્ટેશન પર ઉભી રહે ત્યાર પછી જ તેમાં ચઢવું અને ઉતરવું જોઇએ.

સેન્ડહર્સ્ટ રોડ, પરેલ રોડ, ને પૂર્વ તરફના બંદર કાંઠા પરની ટ્રામો વધારે ઝડપથી દોડાવવામાં આવે છે.

### ટ્રામના મુખ્ય રસ્તાઓ નીચે મુજબ છે.

**૧ લો રસ્તો**—બી. બી. રેલવેના કોલાબા સ્ટેશન પાસે આવેલા સાસુનડોકથી શરૂ થઈ મ્યુઝિયમ સુધી જાય છે. આ રસ્તાપર ૦ નંબરની ટ્રામ દોડે છે.

**૨ જો રસ્તો**—મ્યુઝીમમથી શરૂ થઈ ફ્લોરા ફાઉન્ટન, બોરીબંદર, ધોબીતળાવ, પાયધુની, ભીંડી બજાર, જે. જે. હોસ્પીટાલ, ભાયખાળા પુલ, વિકટોરિયા ગાર્ડન, ને પરેલ થઇ દાદર સુધી જાય છે. **૧** નંબરની ટ્રામ દાદર સુધી અને **૫** નંબરની ટ્રામ રાણીબાગ સુધી જાય છે.

**૩ જો રસ્તો**—આ રસ્તો મ્યુઝિયમથી શરૂ થઇ ધોબીતળાવ સુધી બીજા રસ્તા પર આવી ત્યાંથી ગીરગામ, પ્રાર્થનાસમાજ, ચર્ની-રોડ જંકશન, ફ્રેંરસરોડ ને પારસી સ્ટેચ્યુ થઈ ભાયખાળા બ્રિજ પાસેથી બીજા રસ્તાને મળી દાદર સુધી જાય છે. આ રસ્તા પર ૬ ને ૭ નંબરની ટ્રામો દોડે છે.

ફ્લોરા ફાઉન્ટનથી શરૂ થઇ એક ફાંટો ધોબીતળાવ પાસે આ રસ્તાને મળે છે, અને આગળ ગીરગામથી જુદો પડી એક નાનકડો ફાંટો ઓપેરા હાઉસ સુધી જાય છે. ફ્લોરા ફાઉન્ટન અને ઓપેરા હાઉસ વચ્ચે ૮ નંબરની ટ્રામો દોડે છે.

**૪ થો રસ્તો**—મ્યુઝિયમથી શરૂ થઇ બેલાર્ડપિયર, બોરીબંદર ક્રાફર્ડ મારકીટ, પાયધુની, નળબજાર, ગોળપીઠા, પ્લેહાઉસ, ( કારનર ઓફ ગ્રાન્ટરોડ=પિલહાઉસ ) સુધી જાય છે. ત્યાંથી આ રસ્તાના બે ફાંટા ફંટાય છે. એક ફાંટો પિલહાઉસથી ફ્રેંરસરોડ થઈ તારદેવ સુધી અને બીજો ગ્રાંટરોડ થઈ ગોવાળીઆ તળાવ સુધી જાય છે, ગોવા-ળીયા તળાવ ને મ્યુઝિયમ વચ્ચે ૧૬ નંબર તથા મ્યુઝિયમ ને તારદેવ વચ્ચે ૧૩ નંબરની ટ્રામો ચાલે છે. આ રસ્તાનો એક સાવ નાનો ફાંટો નળબજારથી જુદો પડી સી. પી. ટેન્ક સુધી જાય છે. મ્યુઝિ-યમથી સી. પી. ટેન્ક સુધીના રસ્તા પર ૧૮ નંબરની ટ્રામો દોડે છે.

**૫ મો રસ્તો**—ધોબીતળાવથી શરૂ થઈ ક્રાફર્ડ મારકીટ થઈ કરનાક બંદર જાય છે. અહીં આ રસ્તાને બેલાર્ડ પિયરથી નીકળી આવતો એક રસ્તો મળે છે. કરનાક બંદરથી આગળ વાડીબંદર જતાં આ રસ્તાના બે ભાગ પડે છે. એક રસ્તો સીધો ઉત્તરમાં રેરોડ થઈ ટાંકબંદર જાય છે અને બીજો રસ્તો પશ્ચિમ તરફ ચાલી ભીંડીબજાર, ગોળદેવળ, ગોળપીઠા, ને પ્રાર્થના સમાજ થઈ સેન્ડહર્સ્ટબ્રિજ (ચોપાટી) જાય છે. બેલાર્ડ પિયર ને ચોપાટી વચ્ચે ૧૯ નંબરની, ધોબીતળાવ ને રેરોડ વચ્ચે ૨૦ નંબરની તથા ચોપાટી ને ટાંકબંદર વચ્ચે ૨૧ નંબરની ટ્રામો ઝપાટાબંધ દોડાવવામાં આવે છે.

**૬ ઠ્ઠો રસ્તો**—જેકબસરકલ (સાત રસ્તા)થી શરૂ થઈ ઉભા-પારસી, બેટાંકી, ગોળદેવળ થઇ નળબજાર સુધી જાય છે. કેટલીક ટ્રામો નળબજારથી આગળ વધી સી. પી. ટેન્કથી પાછી ફરે છે. આ રસ્તા પર ૧૨ નંબરની ટ્રામો દોડે છે.

**૭ મો રસ્તો**—ગ્રાન્ટરોડથી શરૂ થઈ ચર્નિરોડ ને પીલહાઉસ સુધી ચોથા રસ્તા પર ચાલી ત્યાંથી બેટાંકી ને જે. જે. હસ્પીતાલ થઇ મઝગામ સુધી જાય છે. આ રસ્તા પર ૧૦ નંબરની ટ્રામો ચાલે છે.

આ સિવાય ભીડના વખતે કેટલીક ખાસ–સ્પેશિયલ ટ્રામો પણ દોડાવવામાં આવે છે.

આ બધી ટ્રામની ગાડીઓને રાત્રે મુકી રાખવા માટે ફૉરસરોડ, વિકટોરીયા ગાર્ડન, દાદર તથા કોલાબા પર ટ્રામોના તબેલા રાખવામાં આવ્યા છે.



## ૯. મોટરબસ, ટેકસી ને વિકટોરીયાઓ.

આગગાડી શહેરના મધ્યભાગમાં જઇ શકે નહિ, અને ટ્રામ-ગાડીમાં બેસીને જતાં વખત વધારે લાગે છે. જેથી ધારેલા ઠેકાણે ઝડપથી પહોંચવા માટે બેઠકવાળા મોટરના ખટારા દોડાવે છે તેને **મોટરબસ** કહે છે. તેમાં બેસનાર માણસ પાસેથી અંતરના પ્રમાણમાં બે આનાથી છ આના સુધી ભાડું લેવામાં આવે છે.

મોટરબસ દોડાવવાના રસ્તાઓ નીચે મુજબ છે:—

એ (A) નિશાની વાળી બસ કોલાબાના અફગાન ચર્ચથી નીકળી કોલાબા સ્ટેશન, મ્યુઝીયમ, ફ્લોરા ફાઉન્ટન ને બોરીબંદર થઇ ક્રાફર્ડ મારકીટ સુધી જાય છે.

બી (B) નિશાની વાળી ગાડી બેલાર્ડપિયરથી નીકળી ટાઉન-હોલ, ફ્લોરા ફાઉન્ટન, ચર્ચગેટ, કિવન્સરોડ, સેન્ડહર્સ્ટ બ્રિજ, લ્યુજરોડ, ગામદેવી ને ગોવાળીઆ તળાવ થઇ વૉર્ડનરોડ સુધી જાય છે.

સી (C) નિશાનીવાળી ગાડી મ્યુઝિયમથી નીકળી સર્કલ, ફલોરાફાઉન્ટન, બોરીબંદર, ક્રા. મારકીટ, ધોબીતળાવ, પાયધુની, જે. જે. હોસ્પીટલ ને ભાયખાલા થઈ વિક્ટોરીયા ગાર્ડન સુધી જાય છે. સાંજે ત્રણથી સાત વાગ્યા સુધી આ ગાડી પાયધુનીથી વાડીબંદર થઇને કોટન ગ્રીન સુધી જાય છે.

ડી (D) નિશાનીવાળી ગાડી મ્યુઝિયમથી નીકળી બેલાર્ડપિયર, બોરીબંદર, ક્રાફર્ડ મારકીટ, પ્રિન્સેસસ્ટ્રીટ, ઠાકોરદ્વાર, ગીરગામ, ઓપેરા હાઉસ, લેમીન્ગટનરોડ, જેકબસર્કલ ને આર્થરરોડ થઈ લાલબાગ જાય છે.

ઈ (E) નિશાનીવાળી ગાડી પાયધુનીથી સેંડહર્સ્ટરોડ થઈ ચોપાટી ને વાલકેશ્વરરોડ પર થઈ બાણગંગા સુધી જાય છે.

એચ (H) નિશાનીવાળી ગાડી ક્રાફર્ડ મારકીટ, લુહારચાલ, ચીરાબજાર, ગીરગામ, ઠાકોરદ્વારરોડ, સી. પી. ટેન્ક, ગીરગામ બેકરોડ, ચોપાટી ને વાલકેશ્વરરોડ થઈ મલબારહીલ સુધી જાય છે.

ઉપરની ગાડીઓ જે જે રસ્તે જાય છે તે તે રસ્તે જ પાછી ફરે છે.

આ ઉપરાંત મુંબઇ બેટમાં ભાડાની મોટરો (ટેકસીઓ) ને ભાડુતી ગાડીઓ (વિક્ટોરીયાઓ) ઠામઠામ ભાડેથી મળે છે. તેનું ભાડું અંતરના પ્રમાણમાં ઠરાવેલું હોય છે; તેમાં બેસીને ધારેલે સ્થળે જઇ શકાય છે.

---

## ૧૦. રસ્તા, નળ, ગટર, બંબા ને દિવા.

મુંબઇના રસ્તાઓ પર મોટરો, ગાડીઓ ને ખટારા વગેરેની ધમાલ રાત દિવસ ચાલુ જ હોય છે. તેથી તે રસ્તાઓ પત્થર અને ડામર પાથરી પાકા બનાવવામાં આવે છે. પહેલાંના વખતમાં મુંબઈમાં રસ્તાઓ સાંકડા હતા, પણ હવે જેમ જેમ વખત જતો જાય છે તેમ તેમ રસ્તાઓ પહોળા, પાકા અને ઘણા સુંદર બનાવવામાં આવે

છે. આવા રસ્તાઓમાં સૌથી મોટો રસ્તો **પરેલરોડ** છે. તે ક્રાફર્ડ મારકીટથી પરેલ સુધી જાય છે. **હોર્નબીરોડ, કિવન્સરોડ, લેમીન્ગટનરોડ, નેપિયનસીરોડ, વૉર્ડનરોડ, રીજરોડ, ગ્રાન્ટ-રોડ ને સેન્ટહર્સ્ટરોડ** વગેરે રસ્તાઓ પણ ઘણા મોટા ને સુંદર છે.

ઘણાખરા રસ્તાઓની બન્ને બાજુપર માણસોને ચાલવા માટે પત્થર વડે ખાસ રસ્તા કરેલા હોય છે તેને **ફુટપાથ** કહે છે. ચાલતી વખતે આપણે તેના પર ચાલવું જોઇએ. કારણકે એ રસ્તા પર ફક્ત માણસો જ ચાલતાં હોય છે, તેથી મોટર અગર ગાડી સાથે અથડાઈ પડવાનો સંભવ રહેતો નથી.

દરેક જણે પોતાના ડાબા હાથ તરફની બાજુ પર ચાલવું એ વધારે સારૂં છે. રસ્તો ઓળંગતી વખતે બન્ને બાજુએ મોટર અથવા ગાડી આવે છે કે નહિ તેની તપાસ રાખીને રસ્તો ઓળંગવો.

**પાણીના નળ**—મુંબઈ એટને થાણા જીલ્લામાં આવેલાં **તાન્સા, વિહાર** ને **તુલસી** નામનાં તળાવોમાંથી પાણી પુરૂં પાડવામાં આવે છે. તાન્સા તળાવ તો મોટું દરિયા જેવડું છે. અંદર માણસ ઉભો રહી શકે એવડા મોટા મોટા નળ વાટે પાણી મુંબઇમાં લાવે છે અને તે નળમાંથી નાના નળ કાઢી ઘરોઘર પાણી પુરૂં પાડવામાં આવે છે. એ રીતે આ શહેરમાં રહેનારને વગર મહેનતે ઘેર બેઠાં જોઇએ તેટલું ચોકખું પાણી મળી શકે છે. મલબારહીલ અને ભંડારવાડાહીલ પર મોટી મોટી તળાવ જેવડી ટાંકીઓ બાંધી તેમાં પાણીનો મોટો ભંડાર ભરી રાખવામાં આવે છે. જરૂર પડે એ ભંડારમાંથી પણ પાણી અપાય છે.

પહેલાં મુંબઈમાં કેટલાક કુવાઓ હતા, પરંતુ આવા કુવાનાં પાણી ઘણીવાર ખરાબ થઈ જવાથી રોગો ફાટી નીકળતા હતા, તેથી ઘણાખરા કુવા પુરાવી દેવામાં આવ્યા છે. ફક્ત થોડાએક કુવાઓ ખુલ્લા છે. હાઇકોર્ટના કુવાનું પાણી ઘણું સારૂં છે. ઘણા માણસો એજ પાણી મંગાવીને પીએ છે.

**ગટરો**—જ્યાં ઘણાં માણસો રહેતાં હોય ત્યાં પાણી વગેરે ઢોળાવાથી ઘણી ગંદકી થવી જોઈએ. પણ મુંબઇમાં ગંદકી દેખાતી નથી, તેનું કારણ આ બેટમાં આવેલી ગટરો છે. લોકો પોતાના ઘરના સંડાસમાં અથવા મોરીમાં પાણી વગેરે ઢોળે છે તે પાણી એક નાના નળ વાટે રસ્તા પર આવેલી ગટરમાં જાય છે. આવી ગટરમાં આવેલું મેલું પાણી વગેરે બીજી મોટી ગટરમાં થઈ દરિયામાં જાય છે. આ બધી ગટરો જમીનની અંદર આવેલી છે તેથી લોકોને અડચણ કરતી નથી. ચોમાસામાં જ્યારે ધોધમાર વરસાદ પડે છે, ત્યારે આ ગટરો ધોવાઇને કુદરતી રીતે સાફ થઈ જાય છે. ચોમાસા સિવાયના વખતમાં પણ મ્યુનિસિપાલિટી તરફથી પણ જરૂર પડે તેને સાફ કરાવવામાં આવે છે.

**દિવા**—રાત્રે લોકોને અંધારૂં ન નડે માટે આ બેટના તમામ રસ્તાઓની બાજુના થાંભલાઓ પર ગેસના દીવા કરવામાં આવે છે. આ ગેસ બનાવવાનું કારખાનું પરેલમાં આવેલું છે. ત્યાંથી નળ વાટે આખા શહેરમાં ગેસ પહોંચાડવામાં આવે છે. જો કોઈ માણસને ગેસ જોઇતો હોય તો તેને વેચાતો આપવામાં આવે છે. કેટલાક માણસો દિવા કરવા ઉપરાંત બળતણ તરીકે પણ ગેસનો ઉપયોગ કરે છે.

આ સિવાય કેટલાક મોટા રસ્તાઓ પર વિજળીના દિવાઓ કરવામાં આવે છે. વિજળીના દિવાઓનો પ્રકાશ બહુ પડે છે. **તાતા** નામના એક પારસી શેઠીયાએ વિજળી ઉત્પન્ન કરવાનું કારખાનું મુંબઇથી ઘણે દૂર એક ગામમાં કાઢયું છે, ત્યાંથી આ વિજળીને માટુંગામાં ને દાદરમાં આવેલા મોટા વિજળીઘર (પાવરહાઉસ)માં લાવવામાં આવે છે, અને ત્યાંથી રેલવેઓ, મીલો તેમજ ટ્રામવે કંપનીને વિજળી મળે છે. ટ્રામવે કંપની વિજળીના બળથી ટ્રામ ચલાવે છે, ને લોકોને ઘરમાં દિવા કરવા માટે તથા નાનાં નાનાં આટાની ઘંટી જેવાં કારખાનાંઓ ચલાવવા માટે પૈસા લઇને વિજળી આપે છે. હવા

ખાવાના પંખાઓ અને મોટાં ઉંચાં મકાનો પર ચઢવાની લીફ્ટ પણ વિજળીથી ચાલે છે. વાહ ! મુંબઇના લોકોને તો ખૂબ મઝા છે ! તેમનું ઘણું કામ વિજળી કરી આપે છે.

**બંબા**—લોકોનું આગથી રક્ષણ કરવા માટે કેટલેક સ્થળે સ્ટેશનો નક્કી કરી આગ બુઝાવવાના બંબા રાખવામાં આવ્યા છે. તેનું મોટું સ્ટેશન ભાયખલા છે. **રસ્તા પર નાના થાંભલા પર લાલ પેટી મુકેલી હોય છે. આગ લાગે અને બંબાની જરૂર હોય ત્યારે એ પેટીનો કાચ તોડી અંદરનું હેન્ડલ ફેરવવાથી** થોડાજ વખતમાં ત્યાં બંબો આવી પહોંચે છે અને આગ બુઝાવી નાખે છે.

---

## ૧૧. ટેલીફોન, તાર, ટપાલ ને આકાશવાણી.

**ટેલીફોન**—મુંબઈ શહેરમાં રહેનારા માણસો પોતાનાં ઘર કે દુકાનમાં બેઠાં બેઠાં બીજે સ્થળે રહેલા માણસ સાથે વાતો કરી શકે માટે ટેલીફોનની ગોઠવણ કરવામાં આવી છે. ટેલીફોનનાં દોરડાં ધાતુના તારનાં હોય છે. એ તારના છેડા પર યંત્ર ગોઠવેલું હોય છે. સામસામા બે યંત્રો પાસે રહેલા બન્ને માણસો એક બીજાની સાથે સહેલાઇથી ગમે તેટલું અંતર હોય તોપણ વાતચીત કરી શકે છે. ટેલીફોનની સગવડથી વેપારીઓના વેપારને ખૂબ ફાયદો થાય છે. આ ટેલીફોન મારફતે ફક્ત મુંબઇબેટ, ઘાટકોપર તથા અંધેરી સુધીનાં પરાંઓમાં રહેનારા સાથેજ વાતચીત થઈ શકે છે. આપણે જો વધારે પૈસા આપીએ તો અમદાવાદ ને પુના જેવા ટેલીફોન વાળાં મોટાં શહેરમાં રહેનારા સાથે પણ વાત કરી શકાય છે.

**રેડીઓ-(આકાશવાણી)**—ટેલીફોનમાં બીજાનું બોલેલું આપણે તારનાં દોરડાં મારફતે સાંભળી શકીએ છીએ, પણ રેડીઓમાં વગર દોરડે બીજાનું બોલેલું સાંભળી શકીએ છીએ. કોટમાં એક મકાન છે તેમાં એક ઓરડો છે. તે ઓરડામાં ઉભા રહીને કોઇ પણ

માણુસ જે બોલે તે બધું આખા શહેરમાં જ્યાં જ્યાં રેડીઓનાં યંત્રો હોય, ત્યાં ત્યાં સંભળાય છે. રેડીઓમાં ટેલીફોનની માફક સામી વાત કરી શકાતી નથી. પણ સારા સારા માણસોનાં ભાષણો, ગવૈયાઓનાં સરસ ગાયનો ને નવા નવા સમાચાર રોજ રેડીઓમાં સંભળાવવામાં આવે છે. આકાશવાણી સાંભળવાનો લાભ ઘણુ મુંબઈના વાસીઓને મળે છે.

**ટપાલ**—દેશમાં ને પરદેશમાં રહેલાં આપણાં સગાં વહાલાંઓના સમાચાર આપણે ટપાલ મારફતે જાણી શકીએ છીએ. ટપાલના કાગળો વહેંચવા આવનારને ટપાલી (પોસ્ટમેન) કહેવાય. જો શીર-નામું બરાબર કર્યું હોય તો આપણો કાગળ આપણને ઘેર બેઠાં પહોં-ચાડવામાં આવે છે. શીરનામું કરનારે નીચેના નંબરો ધ્યાનમાં રાખવા જોઇએ. સૌના કાગળો ને પારસલ વગેરે પહોંચાડવાની સગવડતા ખાતર ટપાલ ખાતાવાળાએ ૧૯ જુદા જુદા નંબરોમાં બધી મુખ્ય ટપાલ ઓફીસને ગોઠવી દીધી છે: તે નીચે પ્રમાણે છે.

૧ જનરલ પોસ્ટ ઓફીસ. (કોટ).

| | | |
|---|---|---|
| ૨ કાલબાદેવી | ૩ માંડવી | ૪ ગીરગામ |
| ૫ કોલાબા | ૬ મલબારહીલ | ૭ ગ્રાન્ટરોડ |
| ૮ ભાયખલા | ૯ ઉમરખાડી | ૧૦ મજગામ |
| ૧૧ જેકબ સર્કલ | ૧૨ પરેલ | ૧૩ ડિલાઇલ રોડ |
| ૧૪ દાદર | ૧૫ શિવરી | ૧૬ માહીમ |
| ૧૭ ધારાવી | ૧૮ વરલી | ૧૯ માટુંગા |

**તાર**—ટપાલ કરતાં તાર વડે સમાચાર જલદી મેળવી શકાય છે; પણ ટપાલ કરતાં પૈસા વધારે પડે છે. તાર ખાતાની વડી-ઑફીસ કોટમાં રાણીના પુતળાની પાસે આવેલી છે. ત્યાંથી દેશના જુદા જુદા ભાગોમાં અને પરદેશમાં તાર મોકલવામાં આવે છે. આ સિવાયની તાર લેવાની બીજી કેટલીક નાની ઓફીસો શહેરના જુદા જુદા ભાગોમાં અને ઘણે ભાગે તો પોસ્ટ ઓફીસની બાજુમાં અથવા સાથે આવેલી છે.

## ૧૨. મોજમજાહનાં સ્થળો.

મુંબઇ શહેરમાં ઘણા માણસોને સખત કામ કરવું પડે છે. જેને કામ વધારે હોય તેને થાક પણ વધારે જ લાગે. થાકેલા માણસને આનંદ મેળવવા જેવાં સ્થળો મુંબઈમાં ઘણાં છે.

**ચોપાટી**—એકબેના દરીઆ કિનારે આવેલી રેતીવાળી જમીનને ચોપાટી કહે છે. અહીં સાંજે ઘણા લોકો હવા ખાવા સારૂ તથા આનંદ કરવા સારૂ આવે છે. ત્યાં તેમને માટે ચીવડો, ગંડેરી, પુરી વગેરે વિવિધ વાનીઓ લઈ ફેરીયાઓ આવી પહોંચ્યા હોય છે. તેમની પાસેથી ખાવાનું લઇ. ખાઇ, રમતગમતથી તાજા થઈ સૌ ઘેર જાય છે. ચોપાટીના આ મેદાનમાં લોકમાન્ય તિલક મહારાજને બાળવામાં આવ્યા હતા. દરિયાનાં મોજાંઓ જોવાની અહીં ખૂબ મઝા પડે છે.

**પાલવા**—મુંબઇના પૂર્વ કિનારા પર આવેલા એપોલો બંદરને પાલવા કહે છે. અહીં બાંધેલો કિનારો છે. અહીંથી ઘણા લોકો હોડી અને નાની બોટમાં બેસી દરિયામાં સેલગાહ કરે છે. રોજ સાંજે અહીં મોટરો તથા ગાડીઓની ઘણી ઠઠ જામે છે.

**બેન્ડસ્ટેન્ડ**—આ સ્થાન કોટમાં સેક્રેટરીએટની બાજુમાં આવેલું છે. જે દિવસે બેન્ડ વાજાં વાગવાનાં હોય તે દિવસે અહીં લોકોની મોટી ભીડ થાય છે. અનેક ગાડીઓ અને મોટરો હાલ્યા ચાલ્યા વગરની આ સ્થળની ચારે દિશાએ થંભી જાય છે. ચંદ્રની ચાંદનીમાં રાગ રાગણીઓ વગાડતું


માહીમની દરગાહ
માટુંગા હનુમાન
લેબોરેટરી
રેસકોર્સ
મહાલક્ષ્મી
તોપખાનું
બાબુલનાથ
વાલકેશ્વર
રાજાબાઈ ટાવર
બેન્ડસ્ટેંડ
મ્યુઝીયમ
ગેટવે
તાજમહાલ હોટેલ
તોપખાનું
દીવા દાંડી
મુંબઇ બેટ
રસ્તાઓ, જોવાલાયક સ્થળો,
પવિત્ર સ્થાનો અને નિશાળો.

બેન્ડ સાંભળી લોકો પોતાનું દુઃખ ભુલી જાય છે અને આનંદમાં લીન થઇ જાય છે. આવુંજ એક બેન્ડસ્ટેન્ડ ચોપાટી પાસે ને બીજું રાણીના બાગમાં છે, ત્યાં પણ કોઇ વાર બેન્ડ વાગે છે, ને ગાયનોના જલસાઓ થાય છે.

**રાણીબાગ**—મહારાણી **વિકટોરિયાનું** રાજ થયું તેની યાદ કાયમ રાખવા માટે આ બાગ બનાવ્યો છે. એમાં એક મ્યુઝીયમ છે તેને **આલબર્ટ મ્યુઝીયમ** કહે છે. તેમાં મનુષ્યો, પ્રાણીઓ અને પદાર્થોના ઘણા નમુનાઓ મુકવામાં આવ્યા છે. એ મકાનને ભોંયતળીએ મરેલા સિંહ, વાઘ વગેરે જંગલી પ્રાણીઓ, પક્ષીઓના તેમજ માછલાં વગેરેને હવા ભરીને કાચના કબાટમાં રાખવામાં આવ્યાં છે.

એ મકાનની બાજુમાં આવેલા બગીચામાં સિંહ, વાઘ, રીંછ વગેરે જંગલી પ્રાણીઓ તથા પક્ષીઓને પાંજરામાં પુરવામાં આવ્યાં છે. તે બધાં જીવતાં છે. આ બગીચામાં લગભગ બે હજાર પ્રકારની જુદી જુદી વનસ્પતિ ઉગાડવામાં આવી છે. આ બધા છોડવાઓ અને ઝાડની લીલોતરી થાકેલા માણસના થાકને ઉતારી આનંદ આપે છે.

**ઝુલાબાગ**—મલબારહીલ પર આવેલા આ બગીચાનું બીજું નામ **સર ફિરોજશાહ મહેતા ગાર્ડન** છે. અહીં પશ્ચિમ તરફના દરિયાપરથી આવતી શીતળ હવા ખૂબ આનંદ આપે છે. આ બાગની નીચે પાણીની ટાંકીઓ છે. તેથી અહીં મોટાં ઝાડો વાવ્યાં નથી. ફક્ત ફુલઝાડો ને લીલા ઘાસનોજ આ બગીચો છે.

ઝુલાબાગવાળી ટેકરીના ચોપાટી તરફના ઢાળ પર એક સરસ ફરવા જેવો બગીચો બનાવવામાં આવ્યો છે. આ

સિવાય ચર્નિરોડ સ્ટેશન પાસે **ચર્નિરોડનો** અને રાજાબાઇ ટાવર પાસે **યુનિવરસીટીનો,** ટાઉન હોલ પાસે **સર્કલનો** અને ગ્રાંટરોડના રસ્તાપર **નોર્થબ્રુક ગાર્ડનનો:** એ બગીચા જાણીતા છે.

ગોવાળીઆ તળાવ, ગિલ્ડર તળાવ વગેરે તળાવો પુરી ફરવા જેવી જગાઓ કરવામાં આવી છે. ત્યાં લોકો રમત-ગમત કરે છે. ફરે છે, ને મોજ માણી શકે છે.

**જીમખાના**—રમત રમવાને બીજા સાથીઓ જોઇએ, રમતો એકલાં રમી શકાય નહિ. રમત રમનારા કેટલાક મિત્રો જે જગાએ ભેગા થતા હોય તેને **જીમખાનું** કહે છે. મુંબઈ બેટની પશ્ચિમે કોલાબા અને ચર્નીરોડ સ્ટેશનની વચ્ચે દરિયા કિનારા પર આવાં ઘણાં જીમખાનાં છે. ત્યાં લોકો ક્રિકેટ, ટેનિસ, ફુટબોલ, હોકી, વગેરે જુદા જુદા પ્રકારની રમતો રમે છે. અહીં પારસી, હિન્દુ, મુસલમાન વગેરે કોમનાં જુદાં જુદાં જીમખાનાંઓ છે, અને બીજાં પણ છે. મોટામાં મોટું જીમખાનું "બોમ્બે" જીમખાનું છે. આ જીમખાનુ બોરીબંદરના મેદાનમાં આવેલું છે. તેમાં દર વર્ષે યુરોપીયન, હિન્દુ, મુસલમાન અને પારસીઓ વચ્ચે ક્રિકેટની રમતો રમાય છે. હજારો લોકો તે વખતે પૈસા ખરચીને રમત જોવા જાય છે. આવુંજ એક સ્થાન મહાલક્ષ્મી-ના મેદાનની સામે "વેલિન્ગટન કલબ" નામે છે. તેમાં ઘણા મોટા મોટા માણસો ભેળા થઈ આનંદ કરે છે.

**રેસ કૉર્સ**—મહાલક્ષ્મી સ્ટેશન પાસે આવેલા આ મેદાનમાં ઘોડાઓની સરત દોડાવવામાં આવે છે. તે વખતે

આ સરત રમવામાં ઘણા લોકો હજારો રૂપીઆ ગુમાવે છે ને વખતે કમાય છે.

**નાટક શાળાઓ**—નાટકના શોખીનોને નાટકના તમાસા દેખાડવા માટે ચોપાટી પર **ઓપેરાહાઉસ**, કાલબાદેવી પર **પ્રિન્સેસ** ને પીલહાઉસ પર **વિકટોરીયા, બાલીવાલા, રીપન, એલફીન્સ્ટન** ને **બોમ્બે** વગેરે થિએટરો (નાટકશાળાઓ) આવેલાં છે. તે માંહેનું ઓપેરાહાઉસ થિએટર ઘણું વખણાય છે.

**સિનેમા**—શહેરના જુદાજુદા ભાગોમાં ઘણા સિનેમા થિએટરો આવેલાં છે. તેમાં જઇ લોકો પડદા પર હાલતાં. ચાલતાં ચિત્રો જોઇ ખુબ આનંદ મેળવે છે.

---

## ૧૩ પવિત્ર સ્થળો.

મુંબઇ બેટમાં હિન્દુ ધર્મનાં દેવાલયો ઘણાં છે. તેમાં **વૈષ્ણવ ધર્મનાં મંદિરો** ભુલેશ્વર લતામાં આવેલાં છે, તે મહારાજોની હવેલીઓના નામથી ઓળખાય છે. એ હવેલીઓમાં શ્રીકૃષ્ણ પરમાત્માની મૂર્તિની પૂજા કરવામાં આવે છે. બેસતા વરસને દિવસે અહીં અન્નકૂટ પુરવામાં આવે છે. તે વખતે ઘણી ઘણી જાતની રસોઇઓ બનાવી ભગવાનની આગળ ધરવામાં આવે છે. બીજું જાણવા જેવું મંદિર **લક્ષ્મીનારાયણનું** છે. આ દહેરૂં માધવબાગની એક વાડીમાં આવેલું છે. તેના પર સોનાનો કળશ છે. આ દહેરામાં લક્ષ્મીનારાયણની બહુજ રૂપાળી મૂર્તિઓ છે. આ સિવાય ગોવાળીઆ તળાવ પર **ગોકુળદાસ તેજપાળનું લક્ષ્મીનારાયણનું**

અને **નરનારાયણનું** મંદિર દર્શન કરવા લાયક છે. **મારવાડીઓનું એક મંદિર** ફણસવાડીમાં હમણાં જ બંધાયું છે. દક્ષિણીઓનાં **રામમંદિર** ઠાકુરદ્વાર ઉપર છે. ઉપરનાં મંદિરોમાં અમાસ અગીયારસે લોકોની બહુ ભીડ હોય છે.

**બાબુલનાથનું** દહેરૂં બાબુલનાથની ઉંચી ટેકરી પર આવેલું છે. લગભગ સવાસો જેટલાં પગથીઆં ચઢયા પછી આ દેવળમાં જઇ શકાય છે. શ્રાવણ માસના દરેક સોમવારે અહીં તથા **ભુલેશ્વર** મહાદેવમાં ઘીની પૂજા કરવામાં આવે છે. ભુલેશ્વર મહાદેવનું દહેરૂં ભુલેશ્વર લત્તામાં આવેલું છે. શ્રીરામચંદ્રજીના ભાઈ લક્ષ્મણજીએ ખોદાવેલા બાણ ગંગાના તળાવ ઉપર શ્રી **વાલકેશ્વર મહાદેવનું** દહેરૂં આવેલું છે. તથા મહાદેવનું એક ચોથું દેવાલય મઝગામ તરફ છે તેને **માનકેશ્વર** મહાદેવ કહે છે. આ સિવાય નાનાં શિવાલયો ઘણાં છે. મહાદેવના દેવળમાં સોમવારે તથા શ્રાવણ માસમાં લોકોની ભીડ વધારે હોય છે.

મુંબઇના મધ્યભાગમાં આવેલા મમાદેવીના તળાવને કાંઠે **મમાદેવી માતાનું** મંદિર છે. એમના નામપરથી આ શહેરનું નામ મુંબઈ પડયું છે. આ દેવળથી થોડે દૂર **કાલબાદેવી** માતાની નાનકડી દહેરી છે. એ માતાના નામ પરથી મુંબઈના એ રસ્તાનું નામ કાલબાદેવીરોડ પડયું છે. ખંભાલાહીલના છેડા પર દરિયા કાંઠાની એક પત્થરની નાની ટેકરી પર **મહાલક્ષ્મી માતાજીનું** મંદિર આવેલું છે. અહીં એક નાનું સુંદર તળાવ છે. આ ઠેકાણે નવરાત્રિમાં જાત્રા ભરાય છે.

માટુંગાના હનુમાનજીનું મંદિર માટુંગા ને દાદરની વચ્ચે આવેલું છે. શનિવારે ત્યાં લોકો દર્શન કરવા જાય છે.

જૈનલોકોનાં દેવાલય **પાયધુણી** ને **ભાયખાળા** પર આવેલાં છે. વાલકેશ્વર, લાલબાગ ને તાડદેવપર પણ થોડાં દેવાલયો છે. જૈન લોકોની દેવ-મૂર્તિને લુગડાં પહેરાવતા નથી, પણ ઘરેણાં પહેરાવે છે.

પારસીઓ અગ્નિદેવતાના પૂજક છે. તેમના દેવળને અગીયારી કહે છે. તેમાં અગ્નિની પૂજા થાય છે. **ચીરા બજાર, ગીરગામ, ખેતવાડી** ને **કોટ** વગેરે સ્થળોએ અગીયારીઓ આવેલી છે.

મુસલમાનો મસજીદમાં જઇને અલ્લાહની બંદગી કરે છે. તેમની મોટી મસીદને **જુમામસીદ** કહે છે. તે મંગળદાસ મારકીટની નજીકમાં આવેલી છે. **જકરીયામસીદ** તથા નળબજાર પર આવેલી **વહોરા લોકોની મસીદ** જોવા જેવી છે. મામાહાજીની ટુંક પર **મામાહાજીની કબર છે.** ત્યાં તથા માહીમમાં **મકદુમઅલી પીરની દરગાહ** છે ત્યાં મુસલમાન લોકોનો ઓરસ ભરાય છે. હિન્દુઓ જેને મેળો કહે છે તેને મુસલમાનો ઓરસ કહે છે.

આ બેટમાં રહેતા ખ્રિસ્તી લોકોએ પણ પોતપોતાના ધર્મને લગતાં દેવળો બાંધ્યાં છે. ખ્રિસ્તી ધર્મના દેવળને ચર્ચ કહે છે. આવાં ચર્ચ ગામમાં ઘણાં છે, પરંતુ કોલાબામાં આવેલું **સેન્ટ થોમસનું** તથા **ભાયખાળા** ચર્ચ જાણીતાં છે.



## ૧૪ સુંદર મકાનો ને પુતળાંઓ.

મુંબઇ શહેરનાં ઘણાં મકાનો પાકી બાંધણીનાં ને ઘણાં સુંદર છે. તેમાંનાં કેટલાંક તો ખાસ જોવા લાયક છે.

**બોરીબંદર સ્ટેશન (વિકટોરીયા ટરમીનસ)**—જી. આઈ. પી. રેલવેનું આ છેલ્લું તેમજ પહેલું સ્ટેશન છે. આ રેલવેની બધી ગાડીઓ અહીંથી ઉપડે છે. એક સાથે દશ બાર ગાડીઓ આ સ્ટેશનમાં ઉભી રહી શકે તેવી સગવડ કરવામાં આવી છે. માણસના કરતાં પણ મોટાં ઘડીયાળ અહીં નજરે પડે છે. રેલવેની વડી ઓફીસ પણ સ્ટેશનની બાજુમાં જ છે. આ મકાન પર એક ઘડીયાળ મુકયું છે ને નીચે મહારાણી વિકટોરીયાનું પુતળું છે.

**મ્યુનિસિપલ ઑફીસ**—બોરીબંદર સ્ટેશનની સામે જ મોટા મિનારાવાળું આ મકાન આવેલું છે. તેમાં મુંબઈ મ્યુનિસિપાલીટીની ઓફીસો બેસે છે. આ મકાનની આગળ આપણા જાણીતા શહેરી મર્હુમ સર **ફીરોજશાહ** મહેતાનું પુતળું ઉભું કરવામાં આવ્યું છે.

**ક્રોફર્ડ મારકીટ**—આ મારકીટ સૌથી મોટી છે, તેમાં ફળફુલ અને બીજી ખોરાકીને લગતી ઘણી ચીજોની દુકાનો આવેલી છે. મારકીટના મુખ્ય દરવાજાના મિનારા પર એક મોટું ઘડીયાળ મુકેલું છે. રેલવેના ઘડીયાળ કરતાં આ ઘડીયાળ લગભગ ૩૯ મિનિટ પાછળ હોય છે. કારણકે તેમાં મુંબઈ ટાઇમ મુકેલો છે. મુંબઈમાં વસતા લોકોનો આ ટાઈમ છે.

**જનરલ પોસ્ટ ઑફીસ**—બધી ટપાલ ઓફીસો કરતાં આ પોસ્ટ ઓફીસ મોટી છે. આ ઘુમટવાળું રોનકદાર મકાન બહુ વિશાળ અને જોવાલાયક છે.

**ટાઉન હૉલ**—મુંબઇ શહેરને લગતા કામ માટે જ્યારે સભા બોલાવવામાં આવે છે ત્યારે તે સભા આ મોટા હૉલમાં ભરાય છે. આ હૉલનાં પગથીઆં એકવાર જોવાથી યાદ રહી જાય તેવાં લાંબાં છે. આપણા ઈલાકાની ધારાસભા આ મકાનમાં બેસતી હતી; પરંતુ હાલમાં તે માટે સ્વતંત્ર મકાન બંધાવ્યું છે.

**ઈમ્પીરીયલ બેન્કનું મકાન**—આપણા દેશની એક મોટામાં મોટી પૈસા વ્યાજે લેનારી અને આપનારી પેઢીનું આ મોટું આલિશાન મકાન જોવા જેવું છે.

**ગેટ વે ઑફ ઇન્ડીયા**—એટલે હિન્દુસ્તાનનો દરવાજો. આપણા **શહેનશાહ** જ્યોર્જ પાંચમા આ દેશમાં આવ્યા તેની યાદમાં ઉભા કરવામાં આવેલા આ દરવાજા છે. દરવાજાની બાંધણી જોવા જેવી અને ઘણી મજબુત છે. જ્યારે કોઇ બહુ મોટા માણસ આપણા દેશમાં આવે ત્યારે તેમને અહીંથી દાખલ કરવામાં આવે છે. આ સ્થળ પાલવા ઉપર દરિયાકિનારે છે.

**તાજમહાલ હોટલ**—દરિયાના કિનારા પર આવેલી આ મોટી હોટલમાં ઘણા રાજા-મહારાજાઓ અને ગોરા લોકો ઉતરે છે. આ મકાન ઘણું ભવ્ય ને મોટું છે.

**મ્યુઝિયમ**—આ મકાનમાં જુદી જુદી ચીજોના નમુનાઓ રાખવામાં આવ્યા છે. તે લોકોને મફત દેખાડવામાં આવે છે. મ્યુઝિયમનું મકાન જ પોતે દિલખુશ કરે તેવું છે.

**રાજાબાઈ ટાવર**—આ એક લગભગ ૩૦૦ ફુટ ઉંચો મિનારો છે. તેનાપર એક મોટું ઘડીયાળ મુકવામાં આવ્યું છે. તે ચારે તરફથી દેખાય છે. લગભગ ત્રણસો પગથીઆં ચઢીને ઉપર જઇને જોવાથી મુંબઇને મનોહર દેખાવ નજરે પડે છે. ઘરો, ઝાડ, ગાડી, માણસ સઘળી જ ચીજો ઘણી નાની નાની દેખાય છે. રાજાબાઈ નામનાં એક બાઇના નામ પરથી આ ટાવરનું નામ પાડવામાં આવ્યું છે.

**સર કાવસજી જહાંગીર હૉલ**—મ્યુઝિયમની સામે આવેલો સભાઓ ભરવાનો આ વિશાળ હૉલ જોવા જેવો છે. સર કાવસજી નામના પારસી શેઠે તે બંધાવેલો છે.

આ સિવાય મુંબાઇના નામદાર ગવર્નર સાહેબ તથા બીજા કેટલાક શ્રીમંતોના બંગલાઓ ઘણા સુંદર ને જોવા લાયક છે. રાજા મહારાજાઓના બંગલાઓ, હોસ્પીટાલો, કોલેજો અને નિશાળોનાં મોટાં મકાનો પણ જોવા લાયક છે.

**રાણીનું પુતળું**—કોટમાં મેદાનની બાજુમાં મહારાણી વિકટોરીયાનું આરસનું પુતળું મુકવામાં આવ્યું છે. તે તો આપણે જરૂર જોવું જોઈએ.

**કાળા ઘોડા**—મ્યુઝિયમની પાછળના ભાગમાં રાજાના પિતા સ્વ. શહેનશાહ સાતમા એડવર્ડનું ધાતુનું પુતળું ઘોડા પર બેસાડેલું છે. તે જોવા લાયક છે.

એ સિવાય બેન્ડસ્ટેન્ડ પાસે, ચર્ચગેટના નાકા પર, ટાઉન હૉલની સામે બગીચામાં, બોરીબંદર સ્ટેશન સામે, ગોવાળીઆ તળાવ પર અને રિપન રોડ પર ખડાપારસીનું એ બધાં પુતળાંઓ જોવા લાયક છે.

## ૧૫ જાણવા લાયક સ્થળો.

**વેધશાળા**—આ મકાન કોલાબા ભૂશિરના લગભગ છેડા પર આવેલું છે. અહીં ઘડીયાળનો ખરેખરો વખત રાખવામાં આવે છે. અહીં ધરતીના ધ્રજવાની યંત્રવડે નોંધ રખાય છે. પવનમાં થતા ફેરફાર જાણી લઈ ક્યારે તોફાન થવા સંભવ છે, તેની ખબર વહાણ તથા આગબોટ વાળાને આપવામાં આવે છે. વરસાદ ક્યારે થશે તેની ખબર પણ અહીંથી આપવામાં આવે છે. સૂર્ય, ચંદ્ર અને તારાઓની ગતિ તથા હીલચાલ અહીંથી દૂરબીન વડે જોઇ શકાય છે.

**દીવાદાંડી**—ખોદેલા રસ્તા પર રાતને વખતે લાલ ફાનસ મુકવામાં આવે છે. લાલ દીવાની ચેતવણી જોઇ લોકો એમ માને છે કે અહીં જવામાં ભય છે. તેવી જ રીતે દરિયાના પાણીથી ઢંકાએલા ખડક સાથે વહાણ અથવા આગબોટ ન અથડાય માટે એ ખડક પર એક મિનારો ચણુવામાં આવેલો હોય છે. તેથી ખલાસીઓ જાણી શકે છે કે ત્યાં ખડક છે. રાતના અંધારામાં મિનારો દેખાતો નથી, તેથી તેના પર ફરતો દિવો રાખવામાં આવે છે. આવા મિનારાઓને **દીવાદાંડી** કહે છે. આવી દીવાદાંડી કોલાબા ભૂશિરથી થોડે દૂર દરિયામાં છે, તેને કોલાબાની દીવાદાંડી કહે છે.

**ટંકશાળ**—પાઇ, પૈસો અને રૂપીઓ વગેરે સિક્કા કહેવાય. જે ઠેકાણે સિક્કાઓ પાડવામાં આવતા હોય તે **ટંકશાળ** કહેવાય. એવી એક ટંકશાળ કોટમાં ટાઉન હૉલની બાજુમાં આવેલી છે. આ જગ્યાએ સંચાઓવડે

ધાતુનાં પતરાં કરવાનું, કાપવાનું, વજન કરવાનું ને છાપ મારવાનું કામ ઘણી જ ઝડપથી, વગર ભૂલે ચોકખું કરે છે.

**તોપખાનું**—આગબોટ અથવા વહાણ મારફતે કોઇ દુશ્મન મુંબઈ બેટમાં પેસી ન જાય માટે મહાલક્ષ્મી પર એક મોટું તોપખાનું રાખવામાં આવ્યું છે. મશીનથી ફરનારી ઘણે દૂર સુધી ગોળા ફેંકી શકે તેવી ઘણી તોપો ત્યાં રાખવામાં આવી છે. આવું જ એક બીજું નાનું તોપખાનું કોલાબા અને શીવરી પર પણ રાખવામાં આવ્યું છે. કોલાબાની બાજુના એક નાના બેટ પર પણ કેટલીક તોપો ગોઠવી રાખી છે.

**મીલ**—રૂનો તાર બનાવી લુગડાં વણવા સુધીના બધા સંચાઓ મીલની અંદર હોય છે. તેઓ પોત પોતાનું કામ ઘણી જ ઝડપથી કરે છે. એક વાર નજરે જોવાથી જોનારના મનને નવાઇ ઉપજાવે તેવા એ સંચાઓ છે.

**ગોદી**—કિનારા પરના બંદરમાં દેશ પરદેશથી ઘણી આગબોટો આવે છે. દરિયા પર તરનારાં આ લોખંડનાં વહાણ અને તે માંહેના સંચાઓ જોવા જેવા હોય છે. તથા ગોદી પરની માલ ચઢાવવા ઉતારવાની સગવડ જોઈ આપણે છક થઇ જઇએ છીએ. એકી સાથે વીશ પચીશ ગુણીઓ પકડી આગબોટમાં ઘણી ઝડપથી મુકી દે છે; તે વખતે જાણે કોઈ મોટા રાક્ષસે પોતાના લાંબા હાથે ગુણીઓ પકડી હોય તેવો દેખાવ લાગે છે.

# ૧૬ નિશાળો.

આપણા દેશમાં વિદ્યાભ્યાસ કરવાનું સારામાં સારૂં અને મોટામાં મોટું સાધન મુંબઈ છે. આ શહેરમાં દરેક જાતની વિદ્યા ભણવાની નિશાળો છે, તેથી દેશના જુદા જુદા ભાગોમાંથી ઘણા વિદ્યાર્થીઓ ભણવા માટે આવી રહે છે.

ભણતરના મુખ્ય ત્રણ ભાગ છે: (૧) નાનાં છોકરાંઓનું ભણતર, (૨) મોટાં છોકરાંઓનું ભણતર, (૩) જુવાન માણસોનું ભણતર.

આ બેટમાં નાનાં છોકરાંઓને ભણવા માટે આપણી નિશાળો જેવી ઘણી નિશાળો છે, અને તે મ્યુનિસિપાલીટી તથા લોકો તરફથી ચલાવવામાં આવે છે. તેમાં લખતાં વાંચતાં ને હિસાબ વગેરે શિખવાય છે.

મોટાં છોકરાંઓને પોતાનું ભણતર ભણવા માટે મોટી નિશાળોમાં જવું પડે છે. એવી મોટી નિશાળોને હાઇસ્કુલ કહે છે. ત્યાં અંગ્રેજી અને દેશી ભાષા શીખવાય છે. અહીં તેમને લખતાં, વાંચતાં, ગણિત, ઇતિહાસ, ભૂગોળ વિગેરે શિખવવામાં આવે છે. આ બેટમાં એક સરકારી ને બીજી કેટલીક ખાનગી હાઇસ્કુલો છે.

જુવાન માણસોને શીખવાનું અઘરૂં હોય છે. જુદા જુદા વિષયો શીખવા માટે તેને જુદી જુદી શાળાઓમાં જવું પડે છે. ત્યાં તેમને અંગ્રેજીભાષામાં બધું શિખવવામાં આવે છે. જુવાન માણસોની આવી નિશાળોને કોલેજ કહે છે. મુંબઈ બેટમાં **એલ્ફીન્સ્ટન, સેન્ટઝેવિયર** ને **વિલ્સન** નામની કોલેજો આવેલી છે. તેમાં ભાષા અને ગણિત વગેરે વિષયો શિખવાય છે.

**ગ્રાન્ટ મેડીકલ કૉલેજ, નેશનલ મેડીકલ કૉલેજ** ને **ગોરધનદાસ સુંદરદાસ મેડીકલ કૉલેજ**માં દાક્તરનું કામ શીખવવામાં આવે છે. અહીં ભણેલાઓ દાક્તર થઇ લોકોના રોગ મટાડે છે. **વેટરનરી કૉલેજમાં** જનાવરના દાકતરનું કામ શિખવાય છે. એમાં ભણેલા દાકતરો જનાવરના રોગો મટાડે છે.

**સિડનહામ** અને **હાવર કૉલેજ**માં વેપારને લગતું જ્ઞાન આપવામાં આવે છે. તેથી એ કાલેજમાં શીખેલાઓ વેપાર કરે છે અથવા વેપારીઓને ત્યાં નોકરી કરે છે.

**રોયલ ઈન્સ્ટીટ્યુટ ઑફ સાયન્સ**—આ કૉલેજમાં જુદી જુદી ચીજોને ભેગી કરવાથી શું થાય? (રસાયનશાસ્ત્ર) તેનું જ્ઞાન આપવામાં આવે છે.

**લૉ કલાસ**—લૉ એટલે કાયદો. કાયદાના વર્ગમાં કાયદાનું જ્ઞાન આપવામાં આવે છે. એમાં ભણી તૈયાર થનારાઓ આગળ જતાં વકીલાતનું કામકાજ કરે છે.

ઉપર જણાવેલી બધી કૉલેજોનું ભણતર નક્કી કરવું, તેમાં અભ્યાસ કરેલ વિદ્યાર્થીની પરીક્ષા લઇ સર્ટિફીકેટ આપવાં ને તે કૉલેજની ભણતર સંબંધી બધી વ્યવસ્થા કરવાનું કામ એક સંસ્થા કરે છે તેને **યુનિવરસિટિ** કે **વિશ્વવિદ્યાલય** કહે છે. રાજાબાઇ ટાવર પાસે આવેલાં મકાનો આ વિશ્વવિદ્યાલયનાં છે.

**વિક્ટોરીયા ટેકનિકલ ઇન્સ્ટીટ્યુટ**— માટુંગામાં આવેલું છે. ત્યાં હુન્નર ઉદ્યોગને લગતું જ્ઞાન અપાય છે. ત્યાં ભણનારાઓને એંજીન, વિજળી ને વણાટકામ વગેરે વિષયો શિખવાય છે.

**ડેવીડ સાસુન રૅફરમેટરી ઇન્સ્ટીટ્યુટ**—ત્યાં તોફાની તથા ગુન્હેગાર છોકરાઓને ભણાવવાનું તથા હુન્નર ઉદ્યોગનું કામ શીખવવામાં આવે છે. આ ઇન્સ્ટીટયુટ માટુંગામાં છે.

**વિક્ટોરિયા અંધ ઉદ્યોગશાળા**—તાર દેવ પર આવેલી છે. તેમાં આંધળાંઓને લખતાં, વાંચતાં, ગાતાં ને બીજા કેટલાક હુન્નરો શિખવાય છે.

**સર જે. જે. સ્કૂલ ઑફ આર્ટ**—ક્રાફર્ડ મારકીટ પાસે આવેલી છે. તેમાં ચિત્રકળાનું સંપૂર્ણ જ્ઞાન આપવામાં આવે છે. તેની

સાથે જોડાએલી **રે આર્ટ સ્કૂલમાં** માટી, ધાતુ ને લાકડા પરની કારીગરીને લગતું જ્ઞાન અપાય છે.

તમારી શાળામાં કસરત માસ્તર કસરત કરાવે છે, પણ ઘણી સારી ને ઉંચા પ્રકારની કસરતો તો મોટી કસરતશાળાઓમાં કરાવવામાં આવે છે. આવી મોટી કસરતશાળા **પિટિટ જીમનેશિયમ** આર્ટ સ્કૂલની પાછળ છે. **નેશનલ જીમનેશિયમ** ચોપાટીના પૂલ પાસે અને **માદન હેલ્થહોમ** મરીનલાઈન્સ સ્ટેશન પાસે છે. આ સિવાય બીજાં ઘણાં સ્થળોએ કસરતના અખાડાઓ છે.

ચર્ચગેટ અને કોલાબાની વચ્ચે આવેલા **વિકટોરીયા બાથમાં** તથા **બેકબે બાથમાં** તરતાં શિખવવામાં આવે છે.

---

## ૧૭ વર્તમાનપત્રો અને વાંચનાલયો.

માણસનું ભણતર કાંઇ નિશાળમાં જ પુરૂં થતું નથી. શાળા છોડયા પછી મોટી ઉંમરના માણસો પુસ્તકો અને છાપાંઓ વાંચી જ્ઞાન મેળવે છે. છાપાંઓ જ્ઞાન આપવાનું, દેશ પરદેશના નવા સમાચારો જણાવવાનું અને લોકહિતના સવાલોની ચર્ચા કરવાનું કામ કરે છે. તેઓ સવારે, સાંજે, રોજ, અઠવાડીએ, પખવાડીએ, મહિને અને ત્રણ મહિને એમ મુદતબંધી છપાઇને બહાર પડે છે.

આપણી ગુજરાતી ભાષામાં **મુંબાઇ સમાચાર** ને **જામે જમશેદ** રોજ સવારે, **સાંજવર્તમાન** ને **હિંદુસ્થાન** અને **પ્રજામિત્ર** રોજ સાંજે, **ગુજરાતી, મુંબાઈસમાચાર** ને **પ્રજામિત્ર કેસરી** ને **કૈસરેહિંદ** એ દર અઠવાડીએ પ્રસિદ્ધ થાય છે.

મુંબઈની વસ્તીનો મોટો ભાગ મરાઠી લોકોનો છે. એ લોકો તરફથી **લોકમાન્ય, નવા કાળ, દેશબંધુ, સંદેશ** ને **શ્રદ્ધાનંદ** વગેરે રોજીંદાં છાપાંઓ નિકળે છે. એ સિવાય મુસલમાનોનાં ઉર્દુમાં અને ભૈયા લોકોનાં છાપાંઓ હિંદીમાં છપાય છે.

આપણી રાજભાષા અંગ્રેજી છે, તેથી કેટલાંક પત્રો અંગ્રેજીમાં છપાય છે. **ટાઇમ્સ ઓફ ઈંડીયા, બોમ્બે ક્રોનિકલ ને ઈન્ડીયન નેશનલ હેરલ્ડ** એ સવારનાં તથા **ઈંડીયન ડેલીમેલ** અને **ઇવિનીંગ ન્યુસ ઑફ ઇન્ડીયા** એ સાંજે પ્રગટ થનારાં પત્રો છે.

દુનીઆમાં ઘણાં પુસ્તકો અને વર્તમાનપત્રો છપાય છે. એ બધાં કાંઇ એક માણસ ખરીદી શકે નહિ. એક પુસ્તક કે છાપું ઘણાં માણસ વાંચી શકે એ હેતુથી પુસ્તકાલયો સ્થાપવામાં આવે છે. પુસ્તકાલયને અંગ્રેજીમાં લાયબ્રેરી કહે છે. એવી લાયબ્રેરીઓમાં નવાં અને જૂનાં વખતનાં સારાં સારાં પુસ્તકોનો સંગ્રહ કરેલો હોય છે, તથા સારાં સારાં વર્તમાનપત્રો પણ મંગાવવામાં આવે છે. જેની વાંચવાની ઇચ્છા હોય તે માણસ લાયબ્રેરીમાં બેસી ગમે તે પુસ્તક અને છાપું વાંચી શકે છે. મુંબઇના ઉદાર શેઠીઆઓ તથા જુદી જુદી કોમના લોકો તરફથી આવી ઘણી લાયબ્રેરીઓ ચલાવવામાં આવે છે, તે મુંબાઇમાં ઠામ ઠામ આવેલી છે.

**રોયલ એશિયાટિક સોસાયટીની** લાયબ્રેરીમાં જૂના કાળનાં પુસ્તકો ઘણાં છે, ને તે ટાઉન હોલવાળા મકાનમાં આવેલી છે. **યુનિવરસિટી લાયબ્રેરી**માં વિદ્યાને લગતાં જુદી જુદી ભાષાનાં ઘણાં પુસ્તકોનો સંગ્રહ છે, ને તે યુનિવરસિટીના રાજાબાઈ ટાવર વાળા મકાનમાં છે. **સાસુન લાયબ્રેરી, પિટીટ લાયબ્રેરી** અને **પીપલ્સ ફ્રી રીડીંગ રૂમ** કોટમાં આવેલાં છે. **વાડીયા લાયબ્રેરી** ધોબીતળાવ પર છે. ગિરગામ પર દક્ષિણીઓની, ભુલેશ્વર પર ગુજરાતીઓની અને ડુંગરી ને ખડક પર મુસલમાનોની લાયબ્રેરીઓ આવેલી છે. કાલબાદેવી પર આવેલી મારવાડીઓની લાયબ્રેરીમાં હિંદી ભાષાનાં પુસ્તકો અને પત્રોનો સારો સંગ્રહ છે. પીપલ્સ ફ્રી રીડીંગ રૂમની શાખા હાલમાં દાદરમાં ખોલવામાં આવી છે. ગિરગામ બેકરોડ પર **સ્ત્રીઓ માટેની લાયબ્રેરી** આવેલી છે. બાળકોને વાંચવા લાયક પુસ્તકો લગભગ તમામ શાળાઓમાં રાખવામાં આવે છે.

# ૧૮ દવાખાનાંઓ.

લોકોના રોગ મટાડવા માટે મુંબઈના ઉદાર દિલના શેઠીઆ અને ભલા અમલદારોએ પોતાનાથી જેટલું બન્યું તેટલું કર્યું છે. આપણા દેશમાં મુંબઈ જેટલી હોસ્પીટલની સગવડ બીજી કોઈ જગાએ નથી. હોસ્પીટલમાં દર્દીને રાખી ડાક્ટરો અને નર્સો (કેળવાએલી બાઇઓ) ની મારફતે સારવાર કરી રોગ મટાડવામાં આવે છે. આવી હોસ્પીટલો મુંબઈ શહેરમાં ઘણી છે.

**જે. જે. હોસ્પીટલ**—આ હોસ્પીટલ મુંબઈમાં મોટામાં મોટી છે. સર જમશેદજી જીજીભાઈ બેરોનેટના નામ પરથી આ હોસ્પીટલનું નામ જે. જે. હોસ્પીટલ પડ્યું છે. ગ્રાન્ટ મેડીકલ કોલેજના વિદ્યાર્થીઓ આ હોસ્પીટલમાં અનુભવ લે છે.

**જી. ટી. હોસ્પીટલ**—દાનવીર શેઠ ગોકળદાસ તેજપાલના નામ પરથી આ હોસ્પીટલનું નામ જી. ટી. હોસ્પીટલ પાડવામાં આવ્યું છે. ક્રાફર્ડ મારકીટની સામે આવેલી પોલીસ કમિશ્નરની ઓફીસની પાછળ આ હોસ્પીટલ આવેલી છે.

**એડવર્ડ મેમોરીયલ હોસ્પીટલ**—આ હોસ્પીટલ હમણાં નવી થઇ છે. ગોરધનદાસ સુંદરદાસ મેડીકલ કોલેજના વિદ્યાર્થીઓ આ હોસ્પીટલમાં અનુભવ લઇ દાકતર થાય છે. પરેલ જેવા મજુરથી ભરેલા મોટા લત્તા પર આવેલી આ હોસ્પીટલ અનેક મજુરોના રોગ મટાડી આશીર્વાદ મેળવે છે. ભવિષ્યમાં આ હોસ્પીટલ સૌ કરતાં મોટી થવા સંભવ છે.

**હરકીશનદાસ હોસ્પીટલ**—ગીરગામ પોલીસ કોર્ટની સામે આવેલી છે. તેમાં ગરીબ તેમજ મધ્યમ વર્ગના લોકોની સારવારની સગવડ સારી છે.

**કામા હોસ્પીટલ**—આ હોસ્પીટલમાં સ્ત્રીઓ તથા બાળકોના રોગો પર ખાસ ધ્યાન આપવામાં આવે છે.

**પારસી જનરલ હોસ્પીટલ**—પારસી કોમનાં દરદીઓની સારવાર આમાં સારી રીતે કરવામાં આવે છે.

**યુરોપીઅન જનરલ હોસ્પીટલ**—ફક્ત યુરોપીઅનો માટે જ છે. તેની સ્વચ્છતા ખાસ જોવા જેવી છે.

આ સિવાય ઉદાર દિલના ગૃહસ્થો તથા ધાર્મિક મિશનો તરફથી ચાલતાં દવાખાનાંઓ ઘણાં છે. ત્યાં ગરીબ દરદીઓને વગર પૈસે સારા દાકતરોની સલાહ તથા દવા મળે છે.

મુંબઈની મ્યુનિસિપાલીટીએ પણ દરેક વોર્ડમાં દવાખાનાં ઉઘાડેલ છે. તેમાંથી કોઇ પણ દરદી દવા મેળવી શકે છે. ક્ષયને લગતી સલાહ પ્રિન્સેસ સ્ટ્રીટ પરના સેનેટરી ઇન્સ્ટીટયુટમાંથી મળે છે. ક્ષયના દરદીઓનું એક સેનેટેરીયમ પરેલ ભોઇવાડામાં આવેલું છે. મરાઠા પ્લેગ હોસ્પીટલ પરેલમાં છે.

હડકાયું કુતરૂં. ઉંદર કે સર્પ વગેરે ઝેરી જંતુ કરડેલા માણસ-ની સારવાર પરેલપરની સરકારી લેબોરેટરીમાં થાય છે. રક્તપીતની હોસ્પીટલ ગોવારી સ્ટેશન પાસે છે.

બાળકોનાં દરદો દૂર કરવા માટે બાળસંગોપન સંસ્થા મુંબઇમાં ચાલી રહી છે, તેના તરફથી બાળકોને કેમ ઉછેરવાં તે બતાવવામાં આવે છે.

---

## ૧૯ રાજ્યવ્યવસ્થા. ( સરકારી )

મુંબઇ બેટની રાજ્યવ્યવસ્થા સરકાર તથા લોકો એમ બેના હાથમાં છે.

મુંબઇ બેટને મુંબઇ વિભાગ ગણવામાં આવે છે. સરકાર તરફથી મુંબઇ બેટનું રાજ ચલાવવા માટે, મુંબઇ ઇલાકાના ગવર્નર સાહેબ એક કમિશ્નર નીમે છે.

**કમિશ્નર** સાહેબના હાથ નીચે જમીનનો કર ઉઘરાવવા માટે એક કલેકટર, ઝાઝા રૂપીઆ કમાનારાઓ પાસેથી આવક વેરો ઉઘરાવવા માટે એક ઇન્કમટેકસ કમીશનર, અને બંદરમાં ઉતરતા માલ ઉપર જકાત ઉઘરાવવા માટે કસ્ટમને લગતા અમલદારો નીમવામાં આવે છે. તેઓ સૌ પોતપોતાને સોંપાએલું કામ કરે છે.

દરેક રસ્તા પર કાળા ડગલા ને પીળી પાઘડી વાળા સિપાઈઓ આપણે જોઇએ છીએ. ચોરી, મારામારી ને તોફાનથી લોકોનું રક્ષણ કરી બંદોબસ્ત રાખવા માટે તેમને રાખવામાં આવ્યા છે. સિપાઇના સૌથી મોટા અમલદારને **પોલીસ કમિશ્નર** કહે છે. તેમણે બેટના જુદા જુદા ભાગો પાડી દરેક ભાગોમાં પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ નામના અધિકારીઓ નીમેલા છે. તેમના હાથ નીચે આ બધા પોલીસો કામ કરી રહ્યા છે. મુંબઈની પોલીસ બહુ જ હોંશિયાર ગણાય છે ને ગમે ત્યાંથી ગુનેગારને પકડી કાઢે છે.

ચોરી, મારામારી ને લુંટ જેવા પોલિસ ગુના પતાવવા માટે **કોટ, ગિરગામ, મઝગામ** અને **દાદરમાં પોલીસ કોર્ટો** સ્થાપેલી છે. ત્યાં ન્યાયાધીશો બેસીને ન્યાય આપે છે.

પૈસાની લેવડ દેવડના કજીયાઓ પતાવવા માટે એક બીજી કોર્ટ છે તેને **સ્મોલકોઝ કોર્ટ** કહે છે. આખા ઇલાકાની સૌથી મોટી કોર્ટ એટલે **હાયકોર્ટ** પણ મુંબઇમાંજ છે. તેનું મકાન ઘણું વિશાળ છે.

શહેરની સ્કુલોમાં દેખરેખ રાખવા માટે સરકાર તરફથી એક **એજ્યુકેશનલ ઇન્સ્પેકટર** નામના અધિકારીને નિમવામાં આવેલા છે. તેઓ પોતાના મદદનિસોની મદદ લઇ શાળાઓ તપાસે છે.

## ૨૦ રાજ્યવ્યવસ્થા. (લોકો તરફથી)

બધા લોકો એકી સાથે ભેળા થઇ કાંઈ કામ કરી શકે નહિ, તેથી લોકની વતી મ્યુનિસિપાલીટી તેને સોંપાએલું શહેર સ્વચ્છતા, આરોગ્ય જાળવવાનું, પાણી પુરૂં પાડવાનું, રસ્તા બાંધવા ને સુધારવાનું, દિવાઓ કરવાનું, પ્રાથમિક કેળવણીનું, શિતળા કાઢવાનું ને જન્મ મરણની નોંધ રાખવાનું. વિગેરે લોકોને ઉપયોગી કામો કરી રહી છે.

મ્યુનિસિપાલીટીની સભાને **મ્યુનિસિપલ કોર્પોરેશન** કહે છે. તેમાં ૭૬ લોકો તરફના ચુંટાએલા, ૧૬ સરકારે મોકલેલા, ૪ જુદી જુદી સંસ્થાઓ તરફના અને ૧૦ ઉપરના ૯૬ સભાસદોએ ચુંટી કાઢેલા તથા બીજા બે મળી કુલ ૧૦૮ સભાસદો બેસે છે. કોર્પોરેશનની સભામાં બેસનાર સભાસદને **કોર્પોરેટર** કહે છે. શહેર માંહેના પરગજુ માણસો, લોકોનું આ કામ મફત કરે છે જેથી લોકો પણ કોર્પોરેટરોની પદવી માન આપવા લાયક ગણે છે. આ સભાસદો પોતાની અંદરથી એકને પ્રમુખ ચુંટી કાઢી પોતાનું કામ ચલાવે છે.

મ્યુનિસિપાલીટીને પોતાને સોંપાએલાં કામો કરવા માટે પૈસા જોઇએ તે જનરલ વેરો, પાણીવેરો, ભંગીવેરો, પૈવેરો અને શહેરમાં આવતા માલપર દાણ વગેરે કર નાખી લગભગ દરવરસે ૩॥ કરોડ જેટલા રૂપીઆ મેળવે છે, ને ખરચ પણ લગભગ તેટલોજ રાખે છે.

કોર્પોરેટરો ઉપર ગણાવેલાં બધાં કામો કાંઈ જાતે તો ન જ કરી શકે, તેથી તે માટે જુદી જુદી કમિટીઓ અને અમલદાર નોકરો નિમવામાં આવે છે. મ્યુનિસિપાલીટીના સૌથી મોટા અધિકારીને **મ્યુનિસિપલ કમિશનર** કહે છે. તેમના હાથ નીચે દરેક ખાતાવાર જુદા જુદા અધિકારીઓ હોય છે. તેઓ પોત પોતાને સોંપાએલું કામ સંભાળે છે.

ખરચની બાબત નક્કી કરવા તથા આવક જાવકની બાબત અગાઉથી નક્કી કરવા કોર્પોરેશન સભાસદોમાંથી ૧૨ માણસોની એક

કમિટી નીમવામાં આવે છે તેને **સ્ટેન્ડીંગ કમિટી** કહે છે. ફક્ત આ એકજ કમિટી એવી છે કે તેમાં હાજરી આપનાર સભાસદને હાજરી આપવા બદલ દરેક મિટીંગને માટે અમુક રૂપીઆ ફી આપવામાં આવે છે.

બીજી એવી એક પેટા કમિટી **સ્કૂલ્સ કમિટી** છે, તેમાં ૧૨ કોર્પોરેટર અને બીજા શહેર માંહેના (૪) વિદ્વાનો મળી ૧૬ સભાસદો નિમાય છે. તેઓ નિશાળોને લગતું કામકાજ કોર્પોરેશનની ઇચ્છા મુજબ કરે છે. નિશાળને લગતાં કામો કમિટી આગળ મુકવા તથા કમિટી-ની ઇચ્છા મુજબ એ કામોનો અમલ કરવા માટે સ્કૂલ્સ **કમિટીના** **સેક્રેટરી** નામે એક અધિકારી હોય છે. તેઓ પોતાના હાથ નીચેના **સુપ્રિન્ટેન્ડેન્ટો** તથા લેડી **લેડી સુપ્રિન્ટેન્ડેન્ટોની** મદદ વડે પોતાને સોંપાએલું કામ કરે છે. આ સિવાય દરેક વોર્ડમાં પ્રતિષ્ઠિત માણસોની એક કમિટી નીમવામાં આવે છે. એ કમિટી પોતાના વોર્ડને લગતી કેળવણીની સૂચનાઓ સ્કૂલ્સ કમિટીને લખી મોકલે છે.

મ્યુનિસિપાલીટી તરફથી મરાઠી, ગુજરાતી, ઉર્દુ ને મદ્રાસી ભાષાની શાળાઓ ચલાવવામાં આવે છે. છોકરાઓ તથા કન્યાઓની લગભગ સાડીત્રણસો શાળાઓમાં મળી લગભગ ૪૦ હજાર જેટલાં છોકરાંઓ આ શાળાઓમાં ભણે છે. મ્યુનિસિપાલીટીની મદદ મેળ-વતી શાળાઓની સંખ્યા લગભગ દોઢસો જેટલી છે ને તેમાં પંદર હજાર જેટલાં છોકરાં ભણે છે.

આ શહેરના **એફ** તથા **જી** વોર્ડમાં પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજીયાત કરવામાં આવ્યું છે. ત્યાં જે છોકરાંઓ નિશાળે નથી આવતાં તેમનાં માબાપોનો દંડ કરવામાં આવે છે.

## ૨૧ રાજ્યવ્યવસ્થા. ( વધારાની )

**બોમ્બે પોર્ટટ્રસ્ટ**—સરકારની દેખરેખ નીચે ચાલતા આ ખાતા મારફત પૂર્વ તરફના કિનારાની વ્યવસ્થા ચાલે છે. એણે દરિયા કિનારે રેલવે નાખી છે, તેનું વર્ણન આગળ થઈ ગયું છે. એ સિવાય ગોદીઓ બાંધવી, બંદરની વ્યવસ્થા કરવી, આગબોટમાંથી ઉતરેલો માલ ભરી રાખવા વખારો (ગોડાઉનો) બાંધવી અને ગોદીઓની અંદરના રસ્તાઓ સુધારવા વગેરે સઘળાં જ કામો પોર્ટટ્રસ્ટ કરે છે. ચઢતા ઉતરતા માલના ભાડામાંથી આ ખાતું ચલાવવામાં આવે છે. નવું કામ કરવા માટે આ ખાતું લોકો પાસેથી વ્યાજે રૂપીઆ લઈ શકે છે. આ ખાતાના મુખ્ય અધિકારીને **પોર્ટટ્રસ્ટના ચીફ ઓફિસર** કહે છે.

**બોમ્બે ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ**—નીચાણ વાળી જમીનો પુરી રહેવા લાયક બનાવવી, નવા રસ્તા કરવા, નવાં મકાનો બાંધવાં વગેરે કામો આ ખાતા મારફતે થાય છે.

પહેલાં આ ખાતું સરકારના તાબામાં હતું પણ હવે તે મ્યુનિસિપાલીટીને સોંપાઈ ગયું છે.

**બોમ્બે ડેવલપમેન્ટ ડિપાર્ટમેન્ટ**—ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના કામો ઉપરાંત મુંબઈબેટ તથા પરાંની જમીનોમાં સુધારો કરી રહેવા લાયક જમીનો બનાવવા માટે સરકાર તરફથી આ ખાતું ચાલે છે. બેકબેનો દરિયો પુરી જમીન બનાવવાનું, સાષ્ટીબેટમાં પરાંઓમાં રસ્તાઓ કરી વસવા લાયક બનાવવાનું તથા ગરીબ લોકો માટે સસ્તા ભાડાની ચાલીઓ બાંધવાનું કામ આ ખાતું હાલમાં કરે છે. વરલી, નાયગામ, પરેલ, શિવરી વગેરે સ્થળોએ આ ખાતાએ આવી ચાલીઓ બાંધી છે.

## ૨૨ વૉર્ડ.

મુંબઇની મ્યુનિસિપાલીટીએ પોતાના કામની સરળતા માટે એટના સાત ભાગ પાડયા છે, તે દરેક ભાગને વૉર્ડ કહે છે. એ સાત વૉર્ડ નીચે પ્રમાણે છેઃ–

| | | |
|---|---|---|
| **એ** વૉર્ડ | = | કોટ વૉર્ડ |
| **બી** વૉર્ડ | = | માંડવી વૉર્ડ |
| **સી** વૉર્ડ | = | ભુલેશ્વર વૉર્ડ |
| **ડી** વૉર્ડ | = | ગિરગામ વૉર્ડ |
| **ઈ** વૉર્ડ | = | ભાયખાળા વૉર્ડ |
| **એફ** વૉર્ડ | = | પરેલ વૉર્ડ |
| **જી** વૉર્ડ | = | માહીમ વૉર્ડ |

---

## ૨૩ કોટ.

અપર કોલાબા, લૉઅર કોલાબા, દક્ષિણકોટ ને ઉત્તરકોટ એટલા પેટા વિભાગોનો એ વોર્ડ બનેલો છે. પહેલાં આ ભાગમાં કોટ હતો પણ પાછળથી તેને તોડી પાડવામાં આવ્યો હતો. પૂર્વ તરફ હજી પણ કોટનો થોડોક ભાગ બાકી છે. એ કોટનો ચર્ચગેટ પાસે એક દરવાજો હતો તે દેવળનો દરવાજો કહેવાતો, તેથી તે સ્ટેશનનું નામ ચર્ચગેટ પડયું છે. કોટ ગયો ને દરવાજો પણ ગયો તોપણ એ નામ તો હજી કાયમ રહ્યું છે.

આ વિભાગની ત્રણ બાજુ પાણી અને એક બાજુએ જમીન છે. જમીનના આવા ભાગને **દ્વીપકલ્પ** કહે છે.

કોલાબા વિભાગની દક્ષિણ તરફની ભૂશિર લાંબી થઈને દરિયામાં છેક આઘે સુધી ગએલી છે.

**એ** વૉર્ડમાં આવેલા **કોલાબા, હોર્નબી, મિંટ** ને બીજા કેટલાક રસ્તાઓ પહોળા છે, ને મકાનો પાકી બાંધણીનાં છે. આ વૉર્ડમાં બેન્કો, મીલો, વિમા કંપનીઓ અને પરદેશો સાથે વેપાર કરનારી કંપનીઓની સંખ્યાબંધ ઓફીસો આવેલી છે. **શેર બજાર** પણ આ વિભાગમાં આવેલું છે. સાસુનડૉક, ગવરમેન્ટ ગોદી, પાયલેટ બંદર, વિકટોરીયા બંદર, આર્થરબંદર, એપોલોબંદર અને મોદીબંદર વગેરે બંદરો આ વૉર્ડમાં છે.

જી. આઈ પી. નું બોરીબંદર તથા બી. બી. નું ચર્ચગેટ તથા કોલાબા સ્ટેશન આ વિભાગમાં આવેલાં છે. બી. બી. ને જી. આઈ. પી. રેલવે, ટ્રામ, મોટરબસ, મોટર તથા ગાડી વગેરે વાહનો મારફતે મુંબઇ તથા પરામાં રહેનારા સંખ્યાબંધ માણસો આ વિભાગમાં ઉતરી પડે છે, ને કામકાજ કરી સાંજે પાછા ચાલ્યા જાય છે. થોડા હિન્દુ, પારસી ને યૂરોપીયનોજ ફક્ત ઘર કરીને આ વૉર્ડમાં રહે છે.

કોલાબાના છેડાપર આવેલી વેધશાળા, ટંકશાળ, ને મ્યુઝિયમ દરેક જણે જોવા જેવાં છે. પાલવા, બેન્ડસ્ટેન્ડ અને પશ્ચિમ તરફનો દરિયાકાંઠો હરવા ફરવાના સ્થળો તરીકે પ્રસિદ્ધ છે. યુનિવરસિટી, એલ્ફીન્સ્ટન કોલેજ, ઝેવિયર કોલેજ, સિડનહામ કોલેજ, ને જે. જે. સ્કૂલ ઓફ આર્ટ તથા બીજી કેટલીક હાઈસ્કૂલો જોવા જેવી છે.

## મુંબાઈ બેટ–વૉર્ડનો નકશો.


( વૉર્ડ બાળબોધ અક્ષરથી બતાવ્યા છે. )

વિક્ટોરિયા ટર્મિનસ, મ્યુનિસિપલ ઓફીસ, સેક્રેટેરીએટ, હાઈકોર્ટ, જનરલ પોસ્ટ ઓફીસ, ઈમ્પીરીયલ બેન્ક, ગેટવેનો દરવાજો, ક્રાફર્ડ મારકીટ, તાજમહાલ તથા બીજી કેટલીક હોટેલો ને ટાઉનહૉલનાં ભવ્ય મકાનો જોવા લાયક છે.

મહારાણી વિક્ટોરીયા, શહેનશાહ સાતમા એડવર્ડ, જમશેદજી તાતા, ગોપાળ કૃષ્ણ ગોખલે તથા કેટલાક નામાંકિત શહેરીઓ અને અમલદારોનાં પુતળાંઓ આ ભાગની અંદર મુકેલાં છે, તે જોવા જેવાં છે.

---

## ૨૪ માંડવી.

માંડવી, ચકલા, ઉમરખાડી ને ડુંગરી એટલા પેટા વિભાગોથી બનેલો તે આ માંડવી અથવા **બી** વૉર્ડ.

દક્ષિણ બાજુએ આ વૉર્ડ કોટવૉર્ડની સાથે જોડાએલો છે. પૂર્વ તરફ દરિયો આવેલો છે. તેમાં વિક્ટોરીયા ગોદી, પ્રિન્સેસ ગોદી, અલેક્ઝાન્ડ્રા ગોદી વગેરે ગોદીઓ આવેલી છે. પરદેશથી આવતો માલ આ ગોદીઓમાં ઉતરે છે તથા જતો ચઢે છે.

આ વિભાગમાં ખાધાખોરાકીની વસ્તુઓનાં મોટાં બજારો આવેલાં છે. જી. આઇ. પી. રેલવેની પૂર્વ બાજુએ **દાણાબંદર** છે. ત્યાં અનાજની મોટી મોટી વખારોમાં ઉપરાઉપરી દાણાની ગુણીઓ ખડકેલી જોવામાં આવે છે. તેની સામેજ **લોખંડનો જથ્થો** છે. ત્યાં લોઢાના વેપારીઓ પોતાનો માલ રાખે છે. વડગાદી પરના **રંગબજારમાં** રંગ, **ભાત બજારમાં** ભાત, ખાંડ બજારમાં ખાંડ, **ઘી બજારમાં**

ઘી અને **કરીયાણા બજારમાં** કરીયાણાના વેપારીઓ બેસે છે. **ચકલામાં** ગરમ કાપડ તથા **જકરીયા મસીદ પાસે** રેશમી કાપડ વેચાય છે.

આ વૉર્ડમાં ઘણી વસ્તી છે. લોકો છેક પાસ પાસે આવેલા માળાઓમાં રહે છે. વસ્તીનો મોટો ભાગ કચ્છી વેપારીઓનો છે. તેમાં **ખોજા, ભાટીયા, લુહાણા, વાણીયા, મુલતાની,** અને **મેમણ** વેપારીઓ બહોળો વેપાર ખેડે છે. ડુંગરી ને ખડક તરફ મુસલમાનોની વસ્તી વધારે છે.

જી. આઈ. પી. નું મસજીદ સ્ટેશન આ વૉર્ડમાં આવેલું છે. જી. આઇ. પી. ના વાડી બંદર અને બી. બી. ના કરનાક બંદરના માલ લેવાનાં સ્ટેશનો પર માલની ચઢ ઉતર પુષ્કળ થાય છે.

જોવા લાયક સ્થળોમાં ડુંગરી પર આવેલી **તુરંગ** ફક્ત એકજ છે. ત્યાં કેદીઓને પુરી રાખવામાં આવે છે. જકરીયા મસીદની બાંધણી જોવા જેવી છે. ગોદીઓ, ગોદીઓમાં પડેલી આગબોટો તથા માલ ચઢાવવા ઉતારવાની સગવડો આપણું ખાસ ધ્યાન ખેંચે છે.

---

## ૨૫ ભુલેશ્વર.

મારકીટ, ધોબી તળાવ, ફણસવાડી, ભુલેશ્વર, કુંભારવાડા, ને ખારા તળાવ આ પેટા વિભાગોના બનેલા વૉર્ડનું નામ **સી** વૉર્ડ છે.

આ વૉર્ડ પૂર્વ બાજુએ માંડવી વૉર્ડ સાથે તથા દક્ષિણ બાજુએ કોટ વૉર્ડ સાથે જોડાએલો છે.

**કાલબાદેવી, પ્રિન્સેસસ્ટ્રીટ** અને **સેન્ડહર્સ્ટ રોડના** મોટા રસ્તાઓ આ વૉર્ડમાંથી પસાર થાય છે. આ રસ્તાઓ પરનાં મકાનો પાકી બાંધણીનાં, મજબુત તથા દેખાવડાં છે. પણ બીજી જગ્યાઓએ મકાન જુની ઢબનાં ને ગીચોગીચ આવેલાં છે.

ભુલેશ્વર વૉર્ડ દેવમંદિરોનો વૉર્ડ છે, તેમાં **માધવબાગ, મમ્માદેવી, કાલબાદેવી, ભુલેશ્વરમહાદેવ, નરનારાયણ, સૂર્યનારાયણ**નાં મંદિરો ને વૈષ્ણવોની હવેલીઓ આવેલી છે.

ભુલેશ્વર વૉર્ડમાં ગુજરાતીઓની વસ્તી વધારે છે.

**ઝવેરી બજારમાં** ઝવેરાતના વેપારીઓની દુકાનો ને પેઢીઓ છે. ત્યાં સોનું, રૂપું, હીરા, મોતી, વગેરે જવાહીર તથા તેના દાગીનાઓ તૈયાર મળે છે. **મુળજી જેઠા મારકીટ, લક્ષ્મીદાસ ખીમજી મારકીટ, મંગળદાસ મારકીટ ને મોરારજી ગોકુળદાસ મારકીટ** નામની ચાર કાપડની મોટી મારકીટો આવેલી છે. તેમાં મુળજી જેઠા મારકીટ સૌથી મોટી છે. આ મારકીટોમાં દર વરસે લાખો રૂપીઆનું કાપડ વેચાય છે. **તાંબાકાંટા** પર તાંબા પિત્તળના વેપારીઓ બેસે છે.

**ભુલેશ્વર મારકીટ ને નળબજાર** મારકીટમાં શાક ભાજી તથા ફળ ફુલ વેચાય છે.

**જુમા મસીદ**નું મકાન જોવા જેવું છે. તેમાં શુક્રવારે ઘણા ભાવિક મુસલમાનો નિમાજ પઢવા સારૂ આવે છે. **સ્મોલકોઝ કોર્ટ**નું ચાર મજલાનું પાકી બાંધણીનું મકાન

જોવા જેવું છે. **માધવબાગમાં** આવેલા લક્ષ્મીનારાયણના દેવળ જેવી રૂપાળી મૂર્તિઓ બીજે કોઈ ઠેકાણે નથી. **પાંજરાપોળમાં** લુલી લંગડી વગેરે ગાયો તથા જનાવરોને રાખી પાળવામાં આવે છે. સેન્ડહર્સ્ટ રોડના રસ્તામાંજ **ગોળ દેવળ** આવેલું છે.

---

## ૨૧ ગિરગામ.

ચોપાટી, ગિરગામ, ખેતવાડી, મહાલક્ષ્મી, ગામદેવી, ગ્રાંટરોડ, ને વાલકેશ્વર વિભાગોનો બનેલો આ વૉર્ડ તેનું નામ **ડી** વૉર્ડ છે.

આ વૉર્ડમાં **મલબારહીલ ને ખંભાલા હીલના** ડુંગરાઓ આવેલા છે. વાલકેશ્વર તરફનો ભાગ મલબાર હીલ પર વસેલો છે, ને **મહાલક્ષ્મી** તરફના ભાગમાં ખંભાળા-હીલ આવેલો છે. **વાલકેશ્વરની ભૂશિર** લાંબી થઇને દરિયામાં ગએલી છે. **બેકબેનો ઉપસાગર** આ ભાગમાં છે. વાલકેશ્વરની અણીની ત્રણ બાજુ પાણી છે માટે તે ભાગને **વાલકેશ્વરનો દ્વીપકલ્પ** પણ કહી શકાય.

ક્વિન્સ રોડ, લેમીંગ્ટન રોડ, સેન્ડહર્સ્ટ રોડ, વાલ-કેશ્વર રોડ, પેડર રોડ, હ્યુજ રોડ, રીજ રોડ ને નેપીયનસી રોડ વગેરે ઘણા મનોહર રસ્તાઓ આ વૉર્ડની શોભામાં વધારો કરે છે.

ગિરગામ તરફ દક્ષિણીઓની તથા ખેતવાડી તથા ગ્રાંટરોડ તરફ પારસીઓની વસ્તી વધારે છે. ચોપાટી, ગામદેવી, વાલકેશ્વર ને મહાલક્ષ્મી ઉપર શ્રીમંત લોકોના

બંગલાઓ છે. શોખીન શેઠીઆઓએ અહીં એકથી એક ચઢીયાતાં મકાનો બંધાવેલાં છે, ને તેમાં તેઓ રહે છે.

બાબુલનાથ, વાલકેશ્વર તથા મહાલક્ષ્મી એ હવા ખાવાનાં સ્થળો છે.

બી. બી. રેલવેનાં **ચર્નીરોડ, ગ્રાંટરોડ ને મહાલક્ષ્મીનાં** સ્ટેશનો આ વૉર્ડમાં આવેલાં છે.

બાબુલનાથ ને ગ્રાંટરોડ પાસે શાકભાજીવાળાઓ માટે મારકીટ બાંધવામાં આવી છે.

વાલકેશ્વરના છેડા પર **ગવર્નર સાહેબનો બંગલો** છે. ગવર્નર સાહેબ જ્યારે મુંબઈમાં હોય ત્યારે રાતના આ બંગલા પર લાલ બત્તી કરવામાં આવે છે. મહાલક્ષ્મી પર એક મોટું **તોપખાનું** છે તેમાં ઘણી તોપો છે. ઝુલાબાગની પાસે પારસીઓનું **દોખમું** છે. પારસી લોકો મસાણને દોખમું કહે છે. એ લોકો મડદાને ત્યાં જઇને મુકી આવે છે.

---

## ૨૭ ભાયખળા.

તારદેવ કામાઠીપુરા, નાગપાડા, તાડવાડી, ભાયખળા, ને મઝગામ પેટા વિભાગો ઈ વોર્ડમાં આવેલા છે.

આ વોર્ડની જમીન મુંબઇની બીજી જમીન કરતાં ઘણી નીચી છે. અહીં અગાઉ દરિયો હતો. પણ વરલી અને મહાલક્ષ્મી વચ્ચે એક સાહેબે બંધ બાંધી દરિયાનું પાણી આ તરફ આવતું અટકાવ્યું ને પછી ધીમે ધીમે ખાડી પુરીને આ જમીન બનાવી. તેનાપર હાલમાં લોકો વસે છે. ફક્ત એક (મઝગામની) ભંડારવાડાની ટેકરી આ વોર્ડમાં આવેલી છે.

પૂર્વ બાજુએ આવેલા દરિયા કિનારે મઝગામ વગેરે બંદરો આવેલાં છે. જી. આઇ. પી. નાં સેન્ડહર્સ્ટરોડ, ભાયખળા, ડોકયાર્ડરોડનાં સ્ટેશનો આ વોર્ડમાં આવેલાં છે. જી. આઈ. પી. ના બોરીબંદર જેવડું જ મોટું બોમ્બે સેન્ટ્રલ સ્ટેશન બી. બી. રેલવે હમણાં આ વોર્ડમાં બાંધે છે.

આ વોર્ડમાં કામાટીપુરામાં દક્ષિણિઓ, ભાયખળા તરફ ખ્રિસ્તીઓ ને મદનપરામાં મુસલમાનોની વસ્તીનું પ્રમાણ વધારે દેખાય છે. નાગપાડા તરફ વસ્તી ઘાટી છે. ભાયખળા કલબરોડની આજુબાજુ બંધાએલા બંગલાઓ દેખાવડા છે.

ભાયખળા સ્ટેશન પાસે ભાયખળાની મારકીટ છે. **વિકટોરીયા ગાર્ડન, જે. જે. હોસ્પીટલ** તથા ભાયખળાના પુલ પાસે આવેલું **મોટું બંબાખાનું** ને મોતીશાની વાડીમાં આવેલાં **જૈનનાં દહેરાં** જોવા લાયક છે.

---

## ૨૮ પરેલ.

ચીચપોકલી, પરેલ, શિવરી, દાદર, માટુંગા, શીવ ને ગોવારીનો **એક** વોર્ડ બનેલો છે.

આ વોર્ડ દક્ષિણ તરફ ભાયખળા વોર્ડની સાથે જોડાએલો છે તથા એની પૂર્વ તરફ દરિયો છે. ત્યાં દારૂખાનાં ને ટાંક બંદરનાં બંદરો આવેલાં છે. આ બંદરો પર નજીકનાં બંદરો પરથી નાનાં વહાણો ને મછવાઓ માલ લાવીને ઉતારે છે.

બી. બી. નાં લોઅરપરેલ, એલ્ફીન્સ્ટનરોડ, દાદર, માટુંગા તથા જી. આઇ. પી.નાં ચીચપોકલી, કરીરોડ, પરેલ,

દાદર, માટુંગા ને શીવ તથા હાર્બર લાઇનનાં રે રોડ, કોટન-ગ્રીન, શિવરી, ગોવારી ને કોલવાડાનાં સ્ટેશનો આ વોર્ડમાં છે.

આ વોર્ડ બીજા કરતાં વિસ્તારમાં અતિ મોટો પણ વસ્તીમાં નાનો છે. તેમાં લોકો છુટા છવાયા રહે છે. તેથી વસ્તી ઓછી છે. કાપડની ઘણી મીલો આ વોર્ડમાં આવેલી હોવાથી વધારે વસ્તી મજુર લોકોની છે. માટુંગામાં મદ્રાસી અને ગુજરાતીઓ, દાદરકોલોનીમાં પારસીઓ અને બાકીના ભાગમાં દક્ષિણીઓની વસ્તી વધારે છે.

આપણા દેશના રૂના વેપારનું મોટું બજાર **કોટન એક્સચેંજ બિલ્ડીંગ**માં શીવરી પર આવેલું છે. તે ઠેકાણે રૂની ગાંસડીઓ રાખવાનાં મોટાં મોટાં ગોદામો બાંધેલાં છે. લાકડાના મોટા વેપારીઓ રેરોડ પાસે બેસે છે. કોલસાની વખારો અને કેરોસીનતેલની મોટી મોટી ટાંકીઓ શિવરી પર આવેલી છે. આ વસ્તુઓ ઝટ સળગી ઉઠે તેવી છે, માટે તેમને આટલે દૂર રાખી છે. આ વોર્ડમાં દરેક છોકરાને ફરજીયાત ભણાવવાનો કાયદો છે.

**કિંગ એડવર્ડસ મેમોરિયલ હોસ્પીટલ**નું વિશાળ મકાન ખાસ જોવા જેવું છે. પરેલના સ્ટેશન પાસે આવેલા **દામોદર ઠાકરશી હોલ**માં આ લત્તાના રહીશો સભાઓ ભરે છે. ગવર્નર સાહેબના જુના બંગલામાં આવેલી **લેબોરેટરી**માં હડકાયાં કુતરાં તથા સાપ વગેરે ઝેરી જનાવરોની તથા પ્લેગની રસી તૈયાર કરવામાં આવે છે. **ગોરધનદાસ સુંદરદાસ મેડીકલ કોલેજમાં** ડાકટરનો અભ્યાસ કરાવવામ આવે છે. **વિકટોરિયા ટેકનિકલ ઈન્સ્ટીટયુટ**માં

હુન્નરને લગતું જ્ઞાન આપવામાં આવે છે. **કોટન એક્સચેંજ બિલ્ડીંગનું** મોટું મકાન જોવા જેવું છે. અજવાળું આવવા માટે ભીંતને બદલે મોટા કાચો આ બિલ્ડીંગમાં ગોઠવ્યા છે. બી. બી. રેલવે તથા જી. આઇ. પી. રેલવેનાં કારખાનાંઓ માંહેના સંચા તથા તેમાં થતું કામ જોવા જેવું છે.

---

## ૨૯ માહીમ.

માહીમ, વરલી ને પ્રભાદેવી વગેરે પેટા વિભાગોનો જી વોર્ડ બનેલો છે.

આ વોર્ડની પૂર્વ તરફ વાંદરાની ખાડી તથા માહીમનો ઉપસાગર આવેલ છે. પશ્ચિમ તરફ સમુદ્ર છે, તેમાં મામાહાજીની ભૂશિર અને વરલીની ભૂશિર ઘુસી ગએલી છે.

આખા મુંબઈ બેટમાં ફક્ત એક માહીમ વોર્ડમાંજ નાળિએરનાં ઝાડો દેખાય છે. બી. બી. નું ફક્ત માહીમ સ્ટેશન આ વોર્ડમાં છે. આ તરફ ટ્રામ મુદલ નથી.

આ વોર્ડમાં મુખ્ય વસ્તી દક્ષિણી મજુરોની છે. ફક્ત માહીમમાંજ મુસલમાનો રહે છે.

વરલીમાં ચાલીઓ ચણાવી વસ્તી વધારવાના પ્રયત્નો કરવામાં આવ્યા છે. દરિયા કિનારા પર પૈસાદાર લોકોએ બંગલાઓ બાંધવા માંડયા છે.

માહીમનાં દેવળો, મકાનો વગેરે જોવાથી જણાય છે કે માહીમ એ ગામ ઘણું જુનું છે. કહે છે કે પહેલાંના વખતમાં માહીમને મહીકાવતી નગરી કહેતા અને ત્યાં મહિષાસુર નામનો રાક્ષસરાજા રાજ કરતો હતો. માહીમનો હલવો વખણાય છે.

આ વોડમાં પણ દરેક છોકરાંને ફરજીયાત ભણવાનો કાયદો છે.

માહીમમાં દરવર્ષે **મકદુમઅલી પીરની** દરગાહમાં ઓરસ ભરાય છે. એ મેળો પંદર દિવસ ચાલે છે.

માહીમનો જુનો કિલ્લો જોવા લાયક છે. પશ્ચિમ તરફ ગર્જના કરતો અરબી સમુદ્ર જોનારની આંખને ઠારી ઈશ્વરની અપાર શક્તિનું ભાન કરાવે છે.

---

## ૩૦ મુંબઇ બેટ ( યાદી ૩૫ )

**સીમા**—ઉત્તરે મુંબઇપરા વિભાગ, પૂર્વે મુંબાઇનું આરૂ અને દક્ષિણ તથા પશ્ચિમ તરફ અરબી સમુદ્ર આવેલો છે.

**ડુંગરા**—મલબારહીલ, ખંભાલાહીલ, વરલીહીલ, મઝગામહીલ, શિવહીલ, સિવરીહીલ ને બાબુલનાથની ટેકરી.

**મેદાન**—મરીનલાઈનનું, ચર્ચગેટનું, એંડસ્ટેન્ડનું ને મહાલક્ષ્મીનું.

**ભૂશિર**—કોલાબા, વાલકેશ્વર, વરલી ને મામાહાજી.

**ઉપસાગર**—બેકબે અને માહીમ.

**દ્વીપકલ્પ**—કોલાબા ને વાલકેશ્વર.

**તળાવ**—મમાદેવી, મહાલક્ષ્મી, બાણગંગા.

**તળાવ (પુરી નાખેલાં)**—ધોબી તળાવ, કાવસજી પટેલનું તળાવ, નાખુદા તળાવ, મસ્તાન તળાવ, ગોવાળીયા ને ગિલ્ડર તળાવ.

**ગોદી**—સાસુન ગોદી, ગવરમેન્ટ ગોદી, એલેકઝાંડા ગોદી, વિકટોરિયા ગોદી ને પ્રિન્સેસ ગોદી.

**બંદર**—પાલવા બંદર, પત્થર બંદર, કરનાક બંદર, વાડી બંદર, ટાંક બંદર વગેરે.

**મોજમજાહનાં સ્થળો**—ચોપાટી, પાલવા, એંડસ્ટેન્ડ, રાણીબાગ, ઝુલાબાગ, જીમખાના ને નાટકશાળાઓ.

**પવિત્ર દેવસ્થાનો**—વાલકેશ્વર, બાબુલનાથ, ભુલેશ્વર, મહાલક્ષ્મી, મમાદેવી, વૈષ્ણવધર્મની હવેલીઓ ને કાળકાદેવી વગેરે.

**જૈનલોકોનાં**—ભાયખળા ને પાયધુણી વગેરે.

**મુસલમાનનાં**—જુમામસિદ, જકરીયા મસીદ, મામાહાજીની અને માહીમની દરગાહ.

**પારસીઓનાં**—ચીરાબજાર, ગિરગામ, ખેતવાડી, કોટ વગેરે.

**સુંદર મકાનો**—બોરીબંદર સ્ટેશન, મ્યુનિસિપલ ઑફિસ, ક્રાફર્ડ મારકીટ, ટાઉનહોલ, ઈમ્પીરીયલ બેંક, ગેટવે ઓફ ઈંડીયા ને મ્યુઝિયમ.

**જાણવા લાયક સ્થળો**—વેધશાળા, દીવાદાંડી ટંકશાળ, તોપખાનું.

**મોટી નિશાળો**—એલ્ફીન્સ્ટ કોલેજ, સેંટ ઝેવિયર કોલેજ, વિલ્સન કોલેજ, ગ્રાંટ મેડીકલ કોલેજ, નેશનલ મેડીકલ કોલેજ, સિડનહામ કોલેજ, ટેકનિકલ ઇન્સ્ટીટ્યુટ ને સ્કૂલ ઓફ આર્ટ વગેરે.

**દવાખાનાંઓ**—જે. જે. હોસ્પીટલ, જી. ટી. હોસ્પીટલ, એડવર્ડ હોસ્પીટલ, યૂરોપિયન જનરલ હોસ્પીટલ ને પારસી હોસ્પીટલ વગેરે.

**રેલ્વે**—બી. બી. એન્ડ સી. આઈ રેલ્વે, **જી.** આઈ. **પી.** રેલ્વે, હારબર બ્રાંચ ને પોર્ટ ટ્રસ્ટ રેલ્વે.

**રેલ્વે સ્ટેશન**:—

| બી. બી. | જી.આઇ.પી. | હાર્બર |
|---|---|---|
| કોલાબા. | બોરીબંદર. | બોરીબંદર. |
| ચર્ચગેટ. | મસજીદ. | મસજીદ. |
| મરીનલાઇન. | સેંડહર્સ્ટરોડ. | સેન્ડહર્સ્ટરોડ. |
| ચર્નીરોડ. | ભાયખળા. | ડોકયાર્ડરોડ |
| ગ્રાંટરોડ. | ચીચપોકલી. | રે રોડ. |
| મહાલક્ષ્મી. | કરીરોડ. | કોટનગ્રીન. |
| લોઅર પરેલ. | પરેલ. | શીવરી. |
| એલ્ફીન્સ્ટનરોડ. | દાદર. | ગોવારી. |
| દાદર. | માટુંગા. | કોળવાડા કે માહીમ. |
| માટુંગા. | શીવ. | |
| માહીમ. | | |

**વોર્ડ**—કોટ, માંડવી, ભુલેશ્વર. ગિરગામ, ભાયખળા, પરેલ ને માહીમ.



## મુંબઈ ઈલાકાની કુદરતી રચનાનો નકશો.



# મુંબઈ ઈલાકો.

## સામાન્ય વર્ણન.

મુંબઇના ગવર્નર સાહેબના તાબામાં મુંબઈ બેટ ઉપરાંત સિંધી લોકોનો, આપણો ગુજરાતીઓનો તથા મરાઠા લોકોનો કેટલોક મુલક છે. ગવર્નરના તાબાના મુલકને **ઇલાકો** કહે છે. આપણા શહેરના નામપરથી આ ઇલાકાનું નામ મુંબઈ ઇલાકો પડયું છે.

મુંબઈ ઇલાકો મુંબઇ બેટના કરતાં લગભગ સોગણો લાંબો અને સોગણો પહોળો છે.

**કુદરતી ભાગ**—મુંબઇ ઇલાકાની છેક ઉપરના ભાગમાં આવેલા **સિંધ** સિંધી લોકોની ભાષા, પહેરવેશ ને રીતરિવાજમાં જુદો પડે છે. સિંધની બાજુમાં આવેલા **કચ્છ** સમુદ્રને લીધે બીજા દેશોથી જુદો દેખાય છે. ગુજરાત કાઠિયાવાડની ભાષા એક છે; પરંતુ અરબી સમુદ્રમાં ઘણી દૂર પહોળો થએલો **કાઠિયાવાડનો** દ્વીપકલ્પ **ગુજરાતથી** જુદો પડી આવતો હોય તેવો દેખાય છે. મરાઠા લોકોનો દેશ **મહારાષ્ટ્ર** જુદી બોલી, જુદો વેશ ને જુદા રીતરિવાજને લીધે જુદો પડે છે. પશ્ચિમ ઘાટનો પહાડ **કોંકણ**ને દક્ષિણથી જુદો પાડે છે. ભાષાની ભિન્નતાને લીધે મહારાષ્ટ્રથી **કાનડા** જુદો પડે છે.

**પર્વતો**—ઇલાકાની દક્ષિણમાં ઉત્તર દખણ લાંબો થઇ પડેલો **સહ્યાદ્રિ** અથવા પશ્ચિમ ઘાટનો પહાડ લગભગ હજાર માઇલ લાંબો અને વીસેક માઇલ પહોળો છે. સિંધની પશ્ચિમે આવેલ **હાલા** પર્વતની લંબાઈ લગભગ ૨૦૦ માઇલ છે.

ગુજરાતની ઉત્તરમાં **આબુ** ને કાઠિયાવાડમાં **ગિરનારના** પર્વતો આવેલા છે. **વિંધ્યાચળ** ને **સાતપુડાના** પહાડોની **શરૂઆત** ગુજરાતના પૂર્વ છેડા પરથી થાય છે.

સહ્યાદ્રિનું ઉંચામાં ઉંચું શિખર **મહાબળેશ્વર**નું છે. મહાબળેશ્વરનો ઢાળ ઉતરતાં **પંચગીની**નાં શિખરો આવે છે. ત્રીજું એક **માથેરાન** નામનું સહ્યાદ્રિનું શિખર જાણીતું છે. આ ત્રણે શિખરો તથા આબુ ઉપર ઉનાળાની ગરમીની મોસમમાં હવા ખાવા માટે લોકોએ બંગલાઓ બાંધ્યા છે.

**રણ**—સિંધમાં **થરપારકર**નું ને કચ્છની બાજુમાં **કચ્છનું** રણ આવેલ છે.

**નદીઓ**—સિંધમાં થઇને વહેતી **સિંધુ** નદી આપણા દેશની મોટામાં મોટી નદી છે. તેમાં ઘણે દૂર સુધી વહાણો ફરી શકે છે. સિંધુમાંથી નહેરો કાઢી છે. એ નહેરો મારફતે સિંધુનું પાણી ખેતરોમાં પહોંચાડવામાં આવે છે. આ નદીમાં વગર વરસાદે ખરા ઉનાળામાં પાણીનું પૂર આવે છે. ગુજરાતમાં ભરૂચ પાસે થઇ વહેતી **નર્મદાને** કેટલાક લોકો **રેવા** કહે છે. નાસિક ત્રંબક પાસેથી નિકળનારી **ગોદાવરી** ને મહાબળેશ્વર પાસેથી નિકળનારી **કૃષ્ણા** એ બે નદીઓ દક્ષિણમાં આવેલી છે. આ બે નદીઓ પૂર્વ દિશાએ ઘણે દૂર સુધી વહી દરીઆને મળે છે.

નર્મદા નદીમાં **સુરપાણનો ધોધ** ને કારવાડ જીલ્લામાં શેરાવતી નદીમાં **ગેરસપ્પાનો ધોધ** આવેલા છે.

**કિનારો**—આ ઇલાકાની પશ્ચિમ બાજુએ આવેલા અરબી સમુદ્રમાં **માંઝભૂશિર** કરાંચી પાસે ને **જગતભૂશિર** કાઠિયાવાડમાં દ્વારકા પાસે આવેલ છે. **કચ્છનો અખાત** કચ્છ કાઠિયાવાડની વચ્ચે તથા **ખંભાતનો અખાત** ગુજરાતની દક્ષિણે આવેલ છે. **કચ્છ** ને **કાઠિયાવાડ** નામના **બે દ્વીપકલ્પ** આ ઇલાકામાં દેખાય છે. **સાષ્ટી, મુંબઇ, ઊરણ** ને **શંખોદ્ધાર** એ નામના ચાર બેટ આ કિનારાપર જાણીતા છે. **કરાંચી, મુંબઇ** ને **કારવાર**નાં બંદરો આ **કિનારાપર સારાં ગણાય છે.**

**આબોહવા**—દરીઆ કાંઠે ટાઢ ને તાપ સરખાં પડે છે. બાકીના પ્રદેશમાં ઉનાળામાં સખત ગરમી ને શિયાળામાં ખૂબ ઠંડી પડે છે. ઇલાકાના છેક ઉત્તરના છેડા પર ઉનાળામાં ઘણી ગરમી પડે છે. પર્વતોનાં શિખરોની હવા ઉનાળામાં પણ ઠંડી હોય છે.

પશ્ચિમઘાટનાં શિખરોપર વધારેમાં વધારે ૨૫૦ ઇંચ જેટલો વરસાદ પડે છે. ઓછામાં ઓછો ૫–૧૦ ઇંચ જેટલો વરસાદ સિંધમાં પડે છે. કોકણથી દરીઆ કાંઠે જેમ જેમ ઉત્તર તરફ જઇએ તેમ તેમ ઓછા વરસાદવાળા પ્રદેશો આવતા જાય છે.

**પેદાશ**—સિંધુ નદીનો કિનારો, ગુજરાત ને કર્ણાટકના પ્રદેશો રસાળ છે. સિંધમાં ઘઉં ને કપાસ, ગુજરાતમાં **કપાસ** ને **તેલીબીયાં** ને કોંકણમાં **ભાત** વધારે થાય છે. બાકી જાર, બાજરી, મકાઈ, સીંગ, તલ, મગ, મઠ, અડદ વગેરે અનાજ દેશના જુદા જુદા ભાગોમાં પાકે છે.

સિંધમાં **બાવળ**, પંચમહાલમાં **મહુડાં** ને દક્ષિણના દરીઆ કિનારાપર **નાળીએર**નાં ઝાડો વધારે છે. વડ, પીપર, લીમડો, આંબા, રાયણ, બોરડી, સાગ વગેરે ઝાડ દેશના જુદા જુદા ભાગોમાં જોવામાં આવે છે. ઘાટના ડુંગરાઓ, પંચમહાલ જીલ્લો ને ગીરના ડુંગરાઓમાં જંગલ આવેલાં છે તેમાં ઇમારતી લાકડું થાય છે.

**જનાવરો**—ગાય, ભેંસ બકરાં ઘેટાં ઘોડાં ઊંટ ગધેડાં ને કુતરાં વગેરે જનાવરો પાળવામાં આવે છે. ગીરની **ભેંસ**, કાઠિયાવાડનાં **ઘોડાં** ને સિંધના **બળદ** વખણાય છે.

ગીરના જંગલમાં **સિંહ** ને દક્ષિણનાં જંગલોમાં મોટા ઝેરી **સાપ** કોઈકોઈવાર દેખાય છે. વાઘ, દીપડા, વરૂ, વાંદરાં, શિયાળ, હરણ, ડુક્કર વગેરે જંગલી જનાવરો વગડામાં દેખાય છે.

**ખનીજ**—કાઠિયાવાડમાં પોરબંદર ને ધ્રાંગધ્રામાંથી **પત્થર**, આરાસુરમાંથી **આરસ** ને રાજપીપળાના ડુંગરાઓમાંથી **અકીક** મળે છે. પંચમહાલ, બેલગામ ને ધારવાડમાંથી **લોખંડની ધાતુ**

નિકળે છે. પણ બળતણની તાણને લીધે એ કાચું લોખંડ કાઢવામાં આવતું નથી. હાલા પર્વતમાંથી **તાંબું, ગંધક ને ફટકડી** થોડા પ્રમાણમાં મળે છે.

**ધંધા ને પેદાશ**—આ ઇલાકાની વસ્તીનો મોટો ભાગ ખેતી કરે છે. મુંબાઇ, અમદાવાદ, ભરૂચ ને વડોદરા વગેરે કેટલાંક મોટાં શહેરોમાં કાપડ વણવાની મીલો છે. તેમાં સુતરાઉ કાપડ બહોળા જથ્થામાં તૈયાર થાય છે. અમદાવાદ, સુરત ને જામનગરમાં રેશમ ને કસબનું વણાટ કામ થાય છે. નાસિક, પુના, વિસનગર ને સિહોર ધાતુનાં વાસણો માટે જાણીતાં છે. કપડવંજ ને વઢવાણમાં સાબુ સારો થાય છે. દરીઆ કાંઠાના મુલકોમાં મીઠું પકવવામાં આવે છે.

**વસ્તી—હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી** ને **પારસી** મળી લગભગ અઢી કરોડ માણસોની વસ્તી આ ઇલાકામાં છે. તે માંહેની કેટલીક દેશી રાજ્યોની હદમાં ને કેટલીક સરકારી હદમાં રહે છે. ખેડા જીલ્લામાં વસ્તી ગીચોગીચ ને સિંધમાં ઓછી છે.

**ભાષા**—સિંધમાં **સિંધી**, ગુજરાત કાઠિયાવાડમાં **ગુજરાતી**, કચ્છમાં **કચ્છી**, મહારાષ્ટ્રમાં **મરાઠી**, અને કાનડામાં **કાનડી** ભાષા બોલાય છે.

**ધર્મ**—હિંદુલોકો **હિંદુધર્મ** પાળી શિવ, વિષ્ણુ ને દેવીનાં જુદાં જુદાં સ્વરૂપોને પૂજે છે. જૈનલોકો **જૈન** ધર્મ પાળે છે ને તિર્થંકરોને માને છે. મુસલમાનો **મુસલમાની ધર્મ** પાળી અલ્લાને માને છે. પારસીઓ **જરથોસ્તી ધર્મ** પાળે છે, ને અગ્નિને પૂજે છે. ખ્રિસ્તી લોકો **ખ્રિસ્તી** ધર્મ પાળી ઈસુ ખ્રિસ્તની આજ્ઞા પ્રમાણે ચાલે છે.

**જળમાર્ગ**—આ ઇલાકાની પશ્ચિમ તરફ સમુદ્ર આવેલો હોવાથી લોકો વહાણ કે આગબોટ મારફતે જા આવ કરે છે. સિંધુ નદીમાં વહાણો દૂર સુધી જઇ શકે છે. એ સિવાય બીજી કોઈ પણ નદી જળમાર્ગ તરિકે ઉપયોગમાં આવતી નથી. નર્મદા, મહી, વગેરે કેટલીક નદીઓમાં હોડીઓમાં બેસીને મુખથી ઉપલાણે થોડાક જ માઈલ સુધી જઈ શકાય છે.

ઇલાકાના એક છેડાથી બીજા છેડા સુધી જાય એવી પાકી સડક એકે નથી. ઘણે ઠેકાણે એક શહેરથી બીજા શહેર સુધીની નાની સડકો આવેલી છે. વસ્તીનો મોટો ભાગ બાંધ્યાવગરના રસ્તાઓનો તથા બળદ ગાડીઓનો ઉપયોગ કરે છે.

---

## રેલ્વે.

**બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વે**—આ રેલ્વેનું આખું નામ બોમ્બે બરોડા એન્ડ સેન્ટ્રલ ઇંડીયા રેલ્વે છે. આ રેલ્વે પહોળા અને મધ્યમ એમ બે માપની છે. પહોળા માપની રેલ્વે મુંબઇથી શરૂ થઈ ઉત્તરમાં વડોદરા ને અમદાવાદ થઇ ખારાઘોડા સુધી જાય છે. તથા એક ફાંટો વડોદરાથી ગોધરા તરફ થઇ ઉત્તરના મુલકોમાં જાય છે. મધ્યમ માપની રેલ્વે ધંધુકા, વઢવાણ, આબુ અને અમદાવાદ વચ્ચે આવેલી છે.

ભરૂચ પાસે નર્મદા નદીપરનો અને થાણા જીલ્લામાં વસઇની ખાડીપર બાંધેલ મોટા પૂલો જોવા લાયક છે.

**જી. આઇ. પી. રેલ્વે**—આ રેલ્વેનું આખું નામ ગ્રેટ ઇંડીયન પેનિનસ્યુલા રેલ્વે છે. એ પહોળા માપની છે. મુંબાઈથી શરૂ થઇ કલ્યાણ જતાં આ રેલ્વેના બે ફાંટા પડે છે. એક લાઇન ઉતર તરફ ચાલી નાસિક તરફ થઇ મધ્ય હિંદુસ્તાનમાં જાય છે. બીજી લાઈન દક્ષિણમાં પૂના તરફ ચાલી મદ્રાસ સુધી જાય છે.

ઘાટના ડુંગરાઓ ખોદી તેની નિચેથી કાઢેલા રેલ્વેના રસ્તા (બોગદા) ખાસ જોવા જેવા છે.

**એન. ડબલ્યુ. રેલ્વે**—આ રેલ્વેનું આખું નામ નોર્થ વેસ્ટર્ન રેલ્વે છે. એ પહોળા માપની છે. તે કરાંચાથી શરૂ થઈ સિંધમાં પથરાએલી છે.

**એસ. એમ. રેલ્વે**—આ રેલ્વેનું આખું નામ સાઉથ મરાઠા રેલ્વે છે. તે પૂનાથી શરૂ થઈ બેલગામ ને ધારવાડ સુધી ગએલી છે.

**કાઠિયાવાડ સ્ટેટ રેલ્વે**—આ રેલ્વે મધ્યમ માપની છે. ભાવનગર, જૂનાગઢ, જામનગર, મોરબી, ગોંડળ ને પોરબંદર એ રાજ્યોની રેલ્વેના નાના કકડાઓની કાઠિયાવાડ સ્ટેટ રેલ્વે ગણાય છે. તે કાઠિયાવાડમાં ચોરસની માફક પથરાએલી છે.

**ગાયકવાડ સ્ટેટ રેલ્વે**—વડોદરા સરકારની આ રેલ્વે મધ્યમ માપની છે અને તે પોતાના સંસ્થાનમાં પથરાએલી છે.

---

## રાજ્યવ્યવસ્થા.

આપણા ઇલાકાનો કેટલોક મુલક અંગ્રેજ સરકારના અને કેટલોક મુલક દેશી રાજાઓના તાબામાં છે. અંગ્રેજી રાજ્યના રાજા **પાંચમા જ્યોર્જ** તેમના દેશ ઇંગ્લાંડમાં રહે છે. તેઓ આપણા દેશના **શાહેનશાહ** કહેવાય છે. તેમના તરફથી હિંદુસ્તાનનું રાજ ચલાવવા માટે એક **વાઈસરૉય** નિમવામાં આવે છે. તેઓ દિલ્હીમાં રહે છે. હિંદુસ્તાનના જુદા જુદા ભાગ પાડી દરેક ભાગ જુદા જુદા અધિકારીઓને સોંપવામાં આવ્યો છે. તે માંહેનો એક ભાગ આપણો ઈલાકો છે.

મુંબાઈ ઇલાકાના સરકારના સૌથી મોટા અધિકારીને **ગવર્નર** કહે છે. તેમની નિમણુંક શહેનશાહ કરે છે. ગવર્નર સાહેબ શિયાળામાં મુંબાઈ, ઉનાળામાં મહાબળેશ્વર ને ચોમાસામાં પૂના રહે છે.

ગવર્નર સાહેબને મદદ કરવા માટે **કારોબારી સભા** તથા **કાયદા ઘડનારી સભા** એ નામની બે સભાઓ નિમવામાં આવે છે.

કાયદા ઘડનારી સભાને ધારાસભા કહે છે. તેમાં ૧૧૧ સભાસદો બેસે છે. તેમાં ૮૬ લોકોએ ચૂંટેલા ને ૨૫ સરકારે નિમેલા સભાસદો હોય છે. તેઓ ઇલાકા માટે કાયદા ઘડવાનું કામ કરે છે.

કારોબારી સભાને મુંબાઈ સરકાર કહે છે. તેમાં ચાર જુદા જુદા ખાતાના મુખ્ય દિવાનો અને લોકોએ ચૂંટેલા ધારાસભાના સભ્યો માંહેના ૩ પ્રધાનો મળી કુલ સાત સભાસદો અને આઠમા ગવર્નર સાહેબ પોતે બેસે છે. આપણા ઇલાકાનો વહીવટ આ સભાની મદદ વડે ગવર્નર સાહેબ ચલાવે છે.

રાજ્યવ્યવસ્થા માટે આ ઈલાકાના નિચે મુજબ ભાગો કરવામાં આવ્યા છે. તે દરેક ભાગને વિભાગ કહેવામાં આવે છે.

૧. મુંબાઈ બેટ વિભાગ.
૨. મુંબાઈ પરા વિભાગ.
૩. ઉત્તર વિભાગ.
૪. સિંધ વિભાગ.
૫. મધ્ય વિભાગ.
૬. દક્ષિણ વિભાગ.

દરેક વિભાગપર **કમિશ્નર** નામે એક અમલદાર નિમવામાં આવે છે. મુંબાઈ સરકારના હુકમ મુજબ તેઓ પોતાના તાબાના કલેકટરોની મદદ વડે પોતાના વિભાગનો વહીવટ કરે છે. દરેક જીલ્લામાં **કલેકટર** નામે એક મુખ્ય અમલદાર હોય છે. તે સિવાય ન્યાયખાતાના ઉપરી **જજ**, પોલીસ ખાતાના ઉપરી **પોલિસ સુપ્રિટેન્ડેન્ટ**, બાંધકામ ખાતાના ઉપરી **ઈજનેર**, દવાખાનાના ઉપરી **સરજન** ને નિશાળોના ઉપરી **ડેપ્યુટી** સાહેબ વગેરે અધિકારીઓ હોય છે. કલેકટરના હાથ નિચે **મામલતદાર** હોય છે. તે તાલુકાનો વહીવટ કરે છે. મામલતદારના હાથ નિચે **તલાટી** અને **પટેલ** હોય છે. તે દરેક ગામનું ધ્યાન રાખે છે.

મુંબાઈમાં એક મોટી હાઈકોર્ટ છે. તેમાં ઈલાકાના **વડા ન્યાયાધીશ** બિરાજે છે. તેઓ પોતાને મદદ કરનારા બીજા ન્યાયાધીશોની મદદ વડે ન્યાય આપવાનું તથા નાની કોર્ટના ન્યાય પર ફરીઆદ સાંભળવાનું કામ કરે છે.

આ ઇલાકાનો ત્રીજો ભાગ દેશી રાજાઓના તાબામાં છે. તેમાં **વડોદરા ને પશ્ચિમ હિંદ એજન્સીનાં રાજ્યો** મુખ્ય છે. એ બે રાજ્યો વાઇસરૉય સાહેબની દેખરેખ નિચે છે. તેમના તરફથી વડોદરામાં **રેસિડેન્ટ** અને રાજકોટમાં **એજંટ ટુ ધી ગવર્નર જનરલ** નામના અધિકારીઓ રહે છે. બાકીનાં દેશી રાજ્યો મુંબાઇના ગવર્નર સાહેબની દેખરેખ નિચે છે.

---

## ૨. મુંબાઈ વિભાગ.

આ વિભાગના **કમિશ્નર** તે આખા મુંબાઈ ઇલાકાના જકાત અને આબકારી ખાતાના કમિશ્નર છે.

મુંબાઈ બેટની વિશેષ હકીકત પાછળ આવી ગઈ છે.

---

## ૩ મુંબાઈ પરા વિભાગ.

આ વિભાગ મુંબાઈ બેટની ઉત્તરે આવેલ છે. વિસ્તારમાં આ વિભાગ મુંબાઈ બેટથી લગભગ છ ગણો મોટો છે. થાણાજીલ્લા તાબાના સાષ્ટી તાલુકાના બે ભાગ પાડી, તે માંહેના દક્ષિણ સાષ્ટી તથા થોડા કલ્યાણ તાલુકાના ભાગને મુંબાઇ પરા વિભાગ કહે છે.

. મુંબઇ ડેવલપમેન્ટડિપાર્ટમેન્ટના સેક્રેટરી સાહેબ તે આ વિભાગના **કમિશ્નર** છે. આ વિભાગને જીલ્લો પણ એક જ છે. તેને પણ **મુંબાઇ પરા જીલ્લો** કહે છે.

આ વિભાગમાં ઠામ ઠામ નાની મોટી ટેકરીઓ આવેલી છે. પશ્ચિમ તરફના દરીઆકાંઠે નાળીએરનાં તથા મધ્યભાગમાં આંબાનાં ઝાડ નજરે પડે છે. વસ્તી લગભગ દોઢથી બે લાખ માણસોની છે. ખ્રિસ્તી, કોળી ને મરાઠાઓ અહીંના મૂળ વતનીઓ છે. દક્ષિણી, ગુજરાતી, પારસી ને મુસલમાન પાછળથી મુંબાઈથી આવી આ પ્રદેશમાં વસ્યા છે. લોકોનો મોટો ભાગ મુંબાઈમાં કામ કરવા જાય છે, ને બાકીના ખેતી કરે છે.

સરકારે ડેવલપમેન્ટ ખાતા મારફતે આ વિભાગની જમીનને ટેકરા ખોદાવીને, ખાડા પુરાવીને, રસ્તા બંધાવીને રહેવા જેવી કરવા માંડી છે. પાણીના નળ અને વિજળીના દિવાની સગવડ પણ હવે મળતી જાય છે. વળી રેલ્વે કંપનીએ વિજળીની ગાડીઓ દાખલ કરી જવા આવવાની મુશ્કેલી ઓછી કરી છે. તેથી આ પરાંઓની વસ્તી દિવસે દિવસે વધતી જાય છે.

વાંદરાથી નિકળી એક મોટો રસ્તો ઉત્તરમાં બોરીવલી સુધી જાય છે. તેને ઘોડબંદર રોડ કહે છે. બીજો

એક રસ્તો મુંબાઇથી નિકળી કુરલા ને ઘાટકોપર થઈ ઘણે દૂર સુધી જાય છે. તેને આગ્રા રોડ કહે છે.

**બી. બી. એન્ડ સી. આઈ. અને જી. આઇ. પી.** રેલ્વે આ વિભાગમાં આવેલી છે. પરાંના રહેનારાઓ માટે આ રેલ્વે કંપનીઓ ઝડપથી ચાલનારી લોકલ ગાડીઓ દોડાવી લોકોને મુંબાઈ લઈ જાય છે તથા લાવે છે.

## જાણવા લાયક સ્થળો.

**વાંદરા**—આ શહેર મુંબાઈ બેટની નજીકમાં જ આવેલું છે. કોલાબાથી બી. બી. ની તથા બોરીબંદરથી જી. આઇ. પી. ની કેટલીક લોકલ ગાડીઓ અહીં સુધી દોડે છે. પશ્ચિમ તરફના દરીઆ કિનારાની સુંદરતા ને ખુલ્લી હવાથી લોભાઇ ઘણા શ્રીમંત લોકોએ પોતાને રહેવા માટે બંગલા અહીં બાંધ્યા છે. જીલ્લાના કલેક્ટર અહીં રહે છે.

**કુરલા**—આ શહેર મુંબાઇની નજીકમાં આવેલું છે. મુંબાઇબેટ ને કુરલાની વચ્ચે થોડો દરીઓ પુરી નાખેલો હોવાથી કુરલા મુંબાઈ સાથે ભળી ગયું હોય તેવું દેખાય છે. અહીં કાપડ વણવાની મીલો છે.

**સાંટાક્રુઝ**—વાંદરા પછી ખારનું સ્ટેશન મૂકયા પછી આ પરૂં આવે છે. અહીં એક દિવાસળીનું કારખાનું છે. થોડું અંગ્રેજી લશ્કર અહીં રહે છે. ઉત્તર તરફ વિલાપારલા ને દક્ષિણ તરફ ખારમાં મુંબાઇ કામે જનારા લોકોએ મઝાનાં મકાનો બંધાવી ત્યાં વસવાટ કર્યો છે.

**જૂહુ**—સાંટાક્રુઝ અને પારલાની પશ્ચિમે આવેલા દરીઆ કાંઠાને જૂહુનો કિનારો કહે છે. આ કિનારા પર સમુદ્રની લગોલગ નાળીએરીની મનોહર ઝાડી આવેલી છે. આ ઝાડીમાં બિસાંટનગર તથા જૂહુ નામનાં નાનકડાં

ગામડાં છે. ઝીણી ઝીણી રેતીથી છવાએલા ત્રણ ચાર માઇલ લાંબા કિનારા પર દરીઓ નાનાં મોટાં મોજાં દોડાવવાની ગમત કર્યા કરે છે. અહીં સૂર્યાસ્ત વેળાએ સમુદ્રનો દેખાવ જોવા જેવો થાય છે. એ સ્થાન એટલું તો સુંદર છે કે ત્યાં ગયા પછી પાછા ઘેર જવાનું મન થતું નથી. રવિવાર ને તહેવારના દિવસે મુંબાઈથી ઘણા લોકો અહીં સહેલ કરવા આવે છે. વિમાનનું મથક પણ અહીંજ આવેલું હોવાથી બધાં વિમાનો અહીંથી ઉડે છે ને અહીં ઉતરે છે.

**અંધેરી**—મુંબાઇથી બી. બી. ની કેટલીક લોકલો અંધેરી સુધી દોડે છે. અંધેરીથી એક નાની ટ્રામ કુરલા જાય છે. અહીંથી પશ્ચિમ તરફ આવેલા વેસાવાની હવા સારી ગણાય છે. આ ગામથી થોડે દૂર જોગેશ્વરીમાં ગુફા જોવા લાયક છે. ત્યાં દરવરસે મેળો ભરાય છે.

**ઘાટકોપર**—જી. આઈ. પી. રેલ્વેમાં કુરલા મૂક્યા પછી આ સ્ટેશન આવે છે. મુંબાઇના બંદર પરનાં બજારોમાં કામ કરનારા કચ્છી વેપારીઓની વસ્તી અહીં વધારે છે. ગામમાં એક દિવાસળીનું કારખાનું છે.

**બોરીવલી**—બી. બી. ની કેટલીક લોકલો અહીં સુધી આવે છે. મુંબાઇમાં કાપડ મારકીટમાં કામ કરનારા કેટલાક વેપારીઓ ઉનાળાની ઋતુમાં અહીં રહેવા આવે છે. અહીંથી ત્રણ માઇલ પર કેનેરીની ગુફાઓ આવેલી છે. પર્વતમાં કોતરેલી આ ગુફાઓ ઘણા જુના વખતની છે. અગાઉના વખતમાં અહીં હજારો સાધુઓ રહેતા, તેઓ દેશમાં ફરીને પોતાના ધર્મનો બોધ કરતા. જે ગુફાઓ પહેલાં હજારો સાધુઓથી ભરેલી રહેતી તે જ ગુફાઓ આજ ઉજ્જડ છે.

## ૪. ઉત્તર વિભાગ.

આપણો ગુજરાતીઓનો દેશ ગુજરાત ઉત્તર વિભાગમાં આવેલ છે. આ વિભાગના કમિશ્નર સાહેબ અમદાવાદમાં રહે છે. તેઓ ૬ જીલ્લા, ૩ એજન્સી ને ૨ સંસ્થાનો પર દેખરેખ રાખે છે.

આ વિભાગમાં ૧ **અમદાવાદ**; ૨ **ખેડા**; ૩ **પંચમહાલ**; ૪ **ભરૂચ**; ૫ **સુરત**; ૬ **થાણા** એ નામના છ જીલ્લાઓ આવેલા છે.

૧ **મહીકાંઠા એજન્સી**, ૨ **રેવાકાંઠા એજન્સી** અને૩ **સુરત એજન્સી** એ નામની ત્રણ એજન્સીઓ છે. મહીકાંઠા એજન્સીમાં ઇડરનું મોટું રાજ્ય છે. આ એજન્સીના પોલિટીકલ એજંટ સાદરામાં રહે છે. રાજપીપળા ને છોટાઉદેપુરનાં રાજ્યો રેવાકાંઠા એજન્સીમાં આવેલાં છે. પંચમહાલ જીલ્લાના કલેકટર આ એજન્સીના પોલિટીકલ એજંટ ગણાય છે. દરેક એજન્સીમાં બીજાં પણ કેટલાંક નાનકડાં રાજ્યો આવેલાં છે.

ખેડા જીલ્લાના કલેકટરની દેખરેખ નિચે **ખંભાત સંસ્થાન** તથા થાણા જીલ્લાના કલેકટરની દેખરેખ નિચે **જવ્હાર સંસ્થાન** છે.

પોર્ટુગીઝ લોકોના તાબાનું **દમણ** આ વિભાગમાં સુરત **જીલ્લામાં** આવેલું છે.

## જાણવા લાયક સ્થળો.

**અમદાવાદ**—ઉત્તર વિભાગનું મુખ્ય શહેર છે. અહમદશાહ નામના બાદશાહે આજથી લગભગ પાંચસો વરસ પહેલાં આ શહેર વસાવેલું. ભદ્રનો કિલ્લો, દરીઆ-ખાનનો ઘુમટ, કાંકરીઉં તળાવ, જુમામસીદ અને શાહ-આલમનો રોજો જોવા લાયક છે. અમદાવાદમાં વેપાર બહોળો ચાલે છે. શહેર બહાર કાપડ વણવાની ઘણી મીલો છે.

**સુરત**—મુંબાઈ વસ્યા પહેલાં આ શહેરનો વેપાર ધમધોકાર ચાલતો હતો. અહીંના બંદરે વેપાર માટે દેશ-દેશાવરથી મોટાં વહાણો આવતાં હતાં. અંગ્રેજ લોકો આપણા દેશમાં પહેલવહેલા વેપાર માટે આવ્યા, ત્યારે તેમણે સુરતમાં કોઠી (દુકાન) નાખી હતી.

આ સિવાય નર્મદાને કિનારે **ભરૂચ**, ખેડા જીલ્લામાં **નડીયાદ**, પંચમહાલમાં **ગોધરા** ને **ચાંપાનેર** જાણીતાં ગામો છે. પારસીઓનું **ઉદવાડા**, હિંદુઓનાં **અંબાજી** ને **ડાકોર** વગેરે જાત્રાનાં સ્થળો આ વિભાગમાં આવેલાં છે.

## ૫. સિંધ વિભાગ.

આપણા ઇલાકાની છેક ઉત્તરમાં સિંધી લોકોનો દેશ આવેલો છે. આ ભાગમાં થઇને સિંધુ નદી વહે છે, તેથી આ પ્રદેશને **સિંધ વિભાગ** કહે છે. આ વિભાગના કમિશ્નર સાહેબ કરાંચીમાં રહે છે. તેમના હાથ નિચેના મુલકના સાત જીલ્લા પાડવામાં આવ્યા છેઃ–૧ **સિંધનો ઉપલો સરહદનો મુલક**; ૨ **કરાંચી**; ૩ **હૈદ્રાબાદ**; ૪ **નવાબશાહ**; ૫ **સક્કર**; ૬ **લારખાના** ને ૭ **થરપારકર.**

પહેલા જીલ્લાપર ડેપ્યુટી કમિશ્નર તથા બીજા જીલ્લાઓપર કલેકટર નામના અમલદારો અમલ ચલાવે છે. સિંધ વિભાગમાં ફક્ત એક **ખૈરપુરનું** દેશી રાજ્ય છે. ત્યાંના મુસલમાન રાજાને મીર કહે છે.

### જાણવા લાયક સ્થળો.

**કરાંચી**—સિંધ વિભાગના કમિશ્નર સાહેબ આ શહેરમાં રહે છે. કરાંચીની છેક જોડાજોડ આવેલા કિમારી નામના ટાપુમાં ધક્કાઓ બાંધી આગબોટોને ઉભી રહી માલ અને ઉતારૂ લેવાની સારી સગવડ કરી છે. આ બંદરનો વેપાર ઘણો ચાલે છે. અહીં આપણા રાણીબાગ જેવો એક બાગ જોવા લાયક છે. મનોરા નામના બીજા એક ટાપુ પર તોપખાનું છે. ત્યાં થોડું લશ્કર રહે છે.

**હૈદ્રાબાદ**—આ શહેર જુનું ને જાણીતું છે. સરકારનું રાજ થયા પહેલાં સિંધના મુસલમાન રાજાઓની રાજધાની હૈદ્રાબાદમાં હતી. અહીંની શેતરંજીઓ વખણાય છે.

**સક્કર**—આ શહેર સિંધુ નદી પર આવેલું છે. સક્કર જીલ્લાના કલેક્ટર આ ગામમાં રહે છે. સિંધુ નદી પર બાંધેલો મોટો પૂલ જોવા જેવો છે.

**જેકોબાબાદ**—આ ગામ જેકબ નામના સાહેબે ફરી વસાવ્યું તેથી તેનું નામ જેકોબાબાદ પડયું છે. અહીં ઉનાળામાં ઘણી ગરમી પડે છે.

આ સિવાય જુનું વેપારનું મથક **શિકારપુર**, બાગ બગીચાવાળું **હારખાના**, રેતીના રણ મધ્યે આવેલું **ઉમરકોટ** અને **ખૈરપુર** એ જાણીતાં ગામો છે.

---

## ૬. મધ્ય વિભાગ.

મરાઠા લોકો પોતાના દેશને મહારાષ્ટ્ર કહે છે. એ દેશ મધ્ય વિભાગમાં આવેલો છે. આ વિભાગના કમિશ્નર સાહેબ પુનામાં રહે છે. તેમના હાથ નિચેના મુલકના સાત જીલ્લાઓ પાડવામાં આવ્યા છે. દરેક જીલ્લા પર કલેકટર અમલ ચલાવે છે. જીલ્લાઓ નિચે મુજબ છેઃ–૧ **પૂર્વ ખાનદેશ** અથવા જળગામ; ૨ **પશ્ચિમ ખાનદેશ** અથવા ધૂળીઆ; ૩ **નાસિક**; ૪ **અહમદનગર**; ૫ **પુના**; ૬ **સતારા**; ૭ **સોલાપુર**.

આ વિભાગમાં કોઇ મોટું દેશી રાજ્ય નથી. થોડીક નાની જાગીરો છે. તેમાં પંતસચિવની **ભોર**, નિંબાળકરની **ફલટણ**, પંતપ્રતિનિધિની **ઔંધ** તથા **અક્કલકોટ**ની જાગીરો મુખ્ય છે. ભોર ને ઔંધના જાગીરદારો બ્રાહ્મણ છે.

## જાણવા લાયક સ્થળો.

**પુના**—મહારાષ્ટ્રની રાજધાનીનું આ શહેર છે. અહીંઆ પહેલા મરાઠા બ્રાહ્મણોનું મોટું રાજ હતું. આ શહેરમાં વરસાદ ઓછો ને ધીમે ધીમે પડે છે. મુંબાઇના ગવર્નર સાહેબ ચોમાસામાં આ શહેરમાં રહે છે. વિદ્યાભ્યાસ કરાવનારી આ શહેરમાં ઘણી શાળાઓ છે. પુનાની પાસે ખડકીમાં લશ્કરી છાવણી રહે છે.

**નાસિક**—આ શહેર ઘણા જૂના વખતથી જાણીતું છે. શ્રીરામચંદ્રજી વનવાસ ગયા ત્યારે અહીં ગોદાવરી નદીને સામે કાંઠે આવેલી પંચવટી નામની જગામાં રહ્યા હતા. નાસિક સ્ટેશન પાસે પોસ્ટની ટીકીટ વગેરે છાપવાનું મોટું છાપખાનું છે. અહીંથી થોડા માઇલ દૂર **ત્ર્યંબક** નામનું એક નાનું ગામડું છે. ગોદાવરી નદી આ ગામ પાસેથી નિકળે છે. આપણા દેશના જાણીતાં શિવાલયોમાંહેનું **ત્ર્યંબકેશ્વર** નામે શિવનું દહેરૂં આ ગામમાં આવેલું છે. **નાસક ત્ર્યંબકમાં** બાર બાર વરસે મોટો મેળો ભરાય છે.

**પંઢરપુર**—દક્ષિણમાં ભીમા નદીને કાંઠે આવેલું પંઢરપુર વિઠોબાના મંદિર માટે જાણીતું છે. અહીં ઘણા જાત્રાળુઓ જાત્રાએ આવે છે.

**સતારા**—આ શહેર સતારા જીલ્લાનું મુખ્ય શહેર છે. આજથી લગભગ સો વરસ પહેલાં આ શહેરમાં મરાઠા રાજાઓનું રાજ હતું.

**અહમદનગર**—આ શહેરમાં પહેલાના વખતમાં મુસલમાન પાદશાહોનું રાજ હતું. ચાંદબીબી નામે એક

બહાદુર મુસલમાન બાઈ અહીં રાજ કરતી હતી. તેનો બંધાવેલો મહેલ હજી હયાત છે.

**સોલાપુર**—આ શહેર સોલાપુર જીલ્લાનું મુખ્ય શહેર છે. અહીંઆ જૈનનાં કેટલાંક દહેરાં છે. સોલાપુરમાં કાપડ વણવાનો ઉદ્યોગ સારો ચાલે છે. આ સિવાય **ધૂળીયા** ને **જળગામ** નામનાં સ્થળો રૂના વેપાર માટે જાણીતાં છે.

**મહાબળેશ્વર**—પશ્ચિમ ઘાટના પહાડનું આ એક ઘણું ઉંચું શિખર છે. ઉનાળામાં અહીં ગરમી લાગતી નથી, તેથી મુંબાઈના ગવર્નર સાહેબ ગરમીની મોસમમાં અહીં રહે છે. અહીંથી ઢાળ ઉતરતાં **પંચગીની** આવે છે. નાસિક પાસે આવેલું **દેવલાલી** ને બોરઘાટ માંહેનું **લોનાવલા** એ હવા ખાવાનાં સ્થળો માટે જાણીતાં છે. લોનાવલા પાસે કાર્લાની ગુફાઓ આવેલી છે.

---

## ૭. દક્ષિણ વિભાગ.

મુંબાઈના બારાંને સામે કાંઠે કોલાબા જીલ્લાનાં ગામો આવેલાં છે. આ જીલ્લો દક્ષિણ વિભાગમાં ગણાય છે. સહ્યાદ્રિની દક્ષિણે આવેલા કોંકણ તથા ઇલાકાની છેક દક્ષિણે આવેલા કાનડાનો આ વિભાગ બનેલો છે. કોંકણમાં પુષ્કળ વરસાદ પડે છે. નાળીએર ને ડાંગરનો પાક આ પ્રદેશમાં વધારે થાય છે.

દક્ષિણ વિભાગના કમિશ્નર સાહેબ બેલગામમાં રહે છે. તેમના હાથ નિચેના મુલકના છ જીલ્લાઓ પાડવામાં આવ્યા છે:-(૧) **બેલગામ** (૨) **ધારવાડ** (૩) **વિજાપુર**

(૪) **કારવાડ** (૫) **રત્નાગિરી** (૬) **કોલાબા.** આ દરેક જીલ્લાપર કલેકટર અમલ ચલાવે છે.

આ વિભાગમાં **કોલ્હાપુર** ને **સાવંતવાડી** વગેરે સંસ્થાનો આવેલાં છે. કોલ્હાપુરના રાજકર્તા મરાઠી રાજ્યના સ્થાપક મહાન **શિવાજી**ના વંશના છે. **જંજીરા** ને **સાવનુર** સંસ્થાનો મુસલમાન રાજકર્તાના તાબામાં છે. આ સિવાય **સાંગલી, જમખિંડી, મિરજ** ને **કુરૂંદવાડમાં** પટવર્ધનની, **રામદૂર્ગમાં** ભાવેની, તથા **મૂધોળમાં** ઘોરપડેની જાગીરો આવેલી છે. પટવર્ધન તથા ભાવે બ્રાહ્મણ જ્ઞાતિના છે. મૂધોળના જાગીરદાર મરાઠા છે.

પોર્ટુગીઝ લોકોના તાબાનું **ગોવા** નામનું એક સંસ્થાન આ વિભાગમાં આવેલું છે. પોર્ટુગલ દેશ અંગ્રેજ સરકારના દેશની પાસે આવેલો છે. આપણા દેશમાં આવેલા આ સંસ્થાન પર અમલ ચલાવવા માટે પોર્ટુગલમાંથી એક **ગવર્નરને** મોકલવામાં આવે છે. તે ગોવામાં રહે છે. સુરત જીલ્લામાં આવેલું **દમણ** ને કાઠિયાવાડની દક્ષિણે આવેલું **દીવ** આ સંસ્થાનને તાબે છે.

## જાણવા લાયક સ્થળો.

**બેલગામ**—દક્ષિણ વિભાગના કમિશ્નર સાહેબ આ શહેરમાં રહે છે. અહીં થોડું લશ્કર રહે છે. બેલગામનું ઘી મુંબાઇનાં બજારોમાં ઘણું આવે છે.

**વિજાપુર**—જૂના વખતમાં અહીં મુસલમાન બાદશાહો રાજ કરતા હતા. વિજાપુરના ઘુમટ જેવડો મોટો ઘુમટ દુનીઆમાં બીજે કોઇ ઠેકાણે નથી.

**માથેરાન**—મુંબાઇથી પુના જતી ગાડીમાં બેસી નેરલ સ્ટેશને ઉતરી માથેરાન જવાય છે. આ સ્થાન ઉનાળાની મોસમમાં હવા ખાવાના ઠેકાણા તરીકે જાણીતું છે. નેરલથી માથેરાન સુધી એક નાના માપની ગાડી ડુંગરાઓને પ્રદક્ષિણા ફરતી ફરતી ઉપર ચઢે છે.

**હુબલી**—રેલ્વે જંકસન હોઈ વેપારનું મોટું મથક છે. આ સિવાય આ વિભાગમાં **ધારવાડ** નામનું એક શહેર આવેલું છે. તેમાં એક કોલેજ છે.

**કારવાર**—પશ્ચિમ કિનારાના સારા બંદરોની ગણતરી વખતે આ બંદર પણ ગણાય છે. ગમે તેવા તોફાનના વખતમાં વહાણો ને આગબોટો મુંબાઇ ને કરાંચીની માફક અહીં સહીસલામત રહી શકે છે. **રત્નાગીરી** ને **માલવણ**નાં બંદરો પશ્ચિમ કિનારા તરફ જાણીતાં છે.

---

## ૮. વડોદરા સંસ્થાન.

આ સંસ્થાનના રાજકર્તા મરાઠા જાતિના છે. તેઓ ગાયકવાડ સરકાર કહેવાય છે. અગાઉ જ્યારે અંગ્રેજોનું રાજ નહોતું થયું ત્યારે વડોદરાના રાજાઓ ગુજરાત કાઠિયાવાડના રાજાઓ પાસેથી ખંડણી ઉઘરાવતા. હજી પણ તેમની એ ખંડણી રાજાઓ પાસેથી ઉઘરાવી અંગ્રેજ સરકાર ગાયકવાડને આપે છે. હિંદુસ્તાનના વૉઇસરોય સાહેબ તરફથી વડોદરામાં એક રેસિડેન્ટ રહે છે.

વડોદરા, નવસારી, કડી, અમરેલી, ધારી અને ઓખામંડળ વગેરે જુદા જુદા સ્થળોએ આ રાજ વહેંચાએલું છે.

રાજવહીવટ બરાબર ચલાવવા માટે રાજના (૧) **વડોદરા** (૨) **કડી** (૩) **નવસારી** (૪) **અમરેલી** એ ચાર ભાગ કરી દરેક ભાગ પર **સુબા** નામના અમલદાર નિમેલ છે. એ ચારે સુબાના ઉપર એક **સરસુબા** નામના અમલદાર છે. એ સિવાય ન્યાય, પોલિસ, બાંધકામ, વૈદક ને કેળવણી એ દરેક ખાતા પર જુદા જુદા મુખ્ય અમલદાર છે. એ બધા અમલદારોના ઉપરી સંસ્થાનના **દિવાન** છે. દિવાનના કામપર **શ્રીમંત ગાયકવાડ સરકાર પોતે** દેખરેખ રાખે છે.

## જાણવા લાયક સ્થળો.

**વડોદરા**—એ રાજધાનીનું શહેર છે. તેમાં ઘણાં મકાનો સુંદર બાંધણીનાં ને નમુનેદાર છે. આપણા રાણીના બાગ જેવો અહીં એક કામાટી બાગ છે. વડોદરાથી થોડે દૂર આવેલો **ડભોઈ**નો કિલ્લો વખણાય છે.

**પાટણ**—આ શહેર ઘણું જુનું છે. પહેલાના વખતમાં અહીં રજપુત રાજાઓ રાજ કરતા હતા. તે વખતે તેને અણહિલપુર પાટણ કહેતા.

**વડનગર**—આ શહેર જુના વખતનું છે. વડનગરા નાગરોનું એ મૂળ વતન છે.

**સિદ્ધપુર**—આ શહેર જાત્રાનું સ્થળ છે. માતાનું શ્રાદ્ધ સિદ્ધપુરમાં કરવામાં આવે છે. અહીં એક રૂદ્રમાળ નામનું મોટું દેવાલય હતું. હાલમાં તેના ખંડેર જોવામાં આવે છે.

**દ્વારકા**—કાઠિયાવાડના છેડા પર આવેલું આ શહેર ઘણું જુનું છે. દ્વારકાનું તીર્થ બહુ મોટું ગણાય છે. હિંદુ

ધર્મના આચાર્ય શંકરાચાર્યનો મઠ આ શહેરમાં આવેલો છે. શ્રીકૃષ્ણ ભગવાનની રાજધાની પહેલાં આ શહેરમાં હતી. દ્વારકા પાસે આવેલું **ઓખાબંદર** હાલમાં ઘણું ખર્ચ કરી તૈયાર કરવામાં આવ્યું છે. આ બંદરમાં આગબોટો છેક કાંઠા લગી આવી શકે છે.

**બહુચરાજી** ને **કુરનાળી** જાત્રાનાં ઠેકાણાં છે. **પાટણ, મહેસાણા, અમરેલી** ને **વિસનગર** એ જાણીતાં ગામો છે.

---

## ૯. પશ્ચિમ હિંદ એજન્સી.

કાઠિયાવાડ, કચ્છ ને પાલણપુર એજન્સીના પ્રદેશો પશ્ચિમ હિંદ એજન્સીમાં આવેલા છે. આ એજન્સી પર દેખરેખ રાખવા માટે વાઈસરોય સાહેબ તરફથી **એજંટ ટુ ધી ગવર્નર જનરલ** નામના અધિકારી નિમવામાં આવે છે. તેઓ રાજકોટમાં રહે છે. કાઠિયાવાડમાં આવેલા પહેલા ને બીજા વર્ગનાં રાજ્યો તથા કચ્છ, પાલનપુર ને રાધનપુરના રાજ્યોના રેસિડેન્ટ તરિકેનું કામ પણ તેઓ સાહેબ કરે છે.

આ એજન્સીના (૧) પૂર્વ કાઠિયાવાડ એજન્સી (૨) પશ્ચિમ કાઠિયાવાડ એજન્સી (૩) બનાસકાંઠા એજન્સી એ નામના ત્રણ ભાગ કરવામાં આવ્યા છે. તે દરેક એજન્સી પર એક **પોલિટિકલ એજંટ** નામના અમલદાર અમલ ચલાવે છે.

જૂનાગઢ, ભાવનગર, જામનગર, ધ્રાંગધ્રા, પોરબંદર, મોરબી ને ગોંડળનાં રાજ્યો પહેલા વર્ગનાં તથા રાજકોટ, વાંકાનેર, લીમડી, વઢવાણ, પાલીતાણા, ધ્રોલ ને જાફ્રાબાદનાં રાજ્યો બીજા વર્ગનાં છે. આ રાજ્યો કાઠિયાવાડમાં આવેલાં છે. પાલણપુર, રાધનપુર, જૂનાગઢ ને જાફ્રાબાદના રાજકર્તાઓ મુસલમાન છે. બાકીનાં બધાં રાજ્યો પર રજપુત રાજાઓનો અમલ ચાલે છે.

## જાણવા લાયક સ્થળો.

**જુનાગઢ**—આ રાજ્ય પર બાબી કૂળના મુસલમાન નવાબનો અમલ ચાલે છે. આ શહેર ઘણું જુનું છે. અહીં એક મજબુત કિલ્લો છે. સ્ટેટની માલિકીનાં ઘણાં મકાનો પાકી બાંધણીનાં ને જોવા લાયક છે. અહીં એક કૉલેજ છે. પાડોશમાં આવેલા **ગિરનાર** પર્વત પર હિંદુ ને જૈનનાં જાત્રાનાં સ્થળો આવેલાં છે. આપણી ભાષાના પહેલા કવિ ભક્તરાજ નરસિંહ મહેતા આ ગામમાં રહેતા હતા.

**ભાવનગર**—અહીંના રાજકર્તા જાતના ગોહિલ રજપુત છે. તેઓ મહારાજા કહેવાય છે. ભાવનગર બંદર હોઇ ત્યાં વેપાર ઘણો ચાલે છે. આપણા રાણીબાગ જેવો અહીં એક બગીચો જોવા લાયક છે. રાજની માલિકીનાં તથા કેટલાક નાગર ગૃહસ્થોનાં મકાન પાકી બાંધણીનાં મજબુત ને દેખાવડાં છે. અહીં એક કોલેજ છે.

**જામનગર**—કચ્છના અખાત પર આવેલું આ શહેર જોવા લાયક છે. ત્યાં રસ્તાઓ પહોળા ને મકાનો પાકી બાંધણીનાં છે. જામનગરના બંદરને **બેડી બંદર** કહે છે.

પુષ્કળ ખરચ કરીને આ બંદરને ખૂબ ખિલવવામાં આવ્યું છે. અહીંનો વેપાર ધમધોકાર ચાલે છે. જામનગરનું કંકુ વખણાય છે. અહીંના રાજકર્તા જાડેજા રજપુત છે; તેઓ જામ કહેવાય છે.

**રાજકોટ**—રાજકોટના શહેર ને સદર એવા બે ભાગ છે. સદરનો ભાગ સરકારના તાબામાં છે. પશ્ચિમ હિંદ એજન્સીના સરકારના એજંટ અહીં રહે છે. સદરમાં એક રાજકુમાર કોલેજ છે. ત્યાં રાજપુત્રોને ભણાવવામાં આવે છે.

**પોરબંદર**—કાઠિયાવાડની દક્ષિણે આવેલા આ શહેરમાં જેઠવા વંશના રજપુતોનું રાજ છે. આ રાજ્ય ઘણું જુનું છે. અહીંઆં સિમેન્ટનું કારખાનું જોવા લાયક છે. અહીંથી પત્થર ને ઘી પરદેશ ચઢાવવામાં આવે છે.

**પાલીતાણા**—આ શહેર નાનું છે, પરંતુ બાજુના શેત્રુંજા ડુંગર પર આવેલાં જૈન લોકોનાં દહેરાંને લીધે એ ઘણું જાણીતું છે. ત્યાં ઘણા જૈન જાત્રાએ જાય છે.

**ધ્રાંગધ્રા**—ઝાલા કૂળના રજપુતોના રાજ્યોમાં આ રાજ્ય મોટું છે. ધ્રાંગધ્રામાં દળવાની ઘંટીઓ થાય તેવો સખત પત્થર નિકળે છે.

**પાલણપુર**—અહીંના રાજકર્તા મુસલમાન છે. આ શહેરના ઝવેરીઓ મુંબાઇમાં ઝવેરાતનો વેપાર કરે છે. પાલણપુરની પાસે આવેલા ડીસા કેમ્પમાં થોડું લશ્કર રહે છે.

**ભૂજ**—કચ્છ રાજ્યની રાજધાની ભૂજ છે. અહીંનું ભરતકામને ધાતુ પરનું ચિત્રકામ વખણાય છે. કચ્છના રાજા જાડેજા કૂળના છે ને તેઓ રાઓ કહેવાય છે.

**વઢવાણુ**—ઝાલા રજપુત કૂળના રાજાનું અહીં રાજ છે. શહેરમાં રાણુકદેવી નામની એક સતિનું દેવળ છે. અહીંથી ત્રણ માઇલ પર વઢવાણુ કેમ્પ આવેલ છે. કેમ્પ એ રેલ્વેનું મોટું જંક્સન છે. તેથી વેપાર સારા ચાલે છે.

**ગોંડળ**—અહીંના રાજકર્તા જાડેજા રજપુત છે. ગામમાં એક ગરાસીઆ સ્કૂલ છે, ને રાજની માલિકીનાં ઘણાં સુંદર મકાનો આવેલાં છે. આ રાજ્યમાં લગભગ સર્વ સ્થળે સડકો બાંધી રસ્તા પાકા કરવામાં આવ્યા છે.

**સોમનાથ પાટણુ**—આ શહેર જૂનાગઢ રાજ્યના તાબામાં આવેલું છે. તેમાં સોમનાથ મહાદેવનું દહેરૂં છે.



## ૧૦. મુંબાઇ ઇલાકો યાદી ૩૫.

**વિભાગ**—મુંબાઈ વિભાગ, મુંબાઇપરા વિભાગ, ઉત્તર વિભાગ, સિંધ વિભાગ, મધ્ય વિભાગ ને દક્ષિણુ વિભાગ.

**દેશીરાજ્ય**—વડોદરાને પશ્ચિમ હિંદ એજન્સી.

સિંધમાં ખૈરપુર.

ઉત્તર વિભાગમાં, મહીકાંઠા, રેવાકાંઠા ને સુરત એ-જન્સીનાં રાજ્યો.

દક્ષિણુ વિભાગમાં—કોલ્હાપુર.

**પર્વતો**—સહ્યાદ્રિ, હાલા, આબુ, ગિરનાર વિંધ્યાચળ ને સાતપુડા.

**નદીઓ**—સિંધુ, નર્મદા, તાપી, ગોદાવરી ને કૃષ્ણા.

**હવા ખાવાનાં સ્થળ**—મહાબળેશ્વર, માથેરાન, આબુ, પંચગિની ને દેવલાલી વગેરે.

**તિર્થસ્થળ**—દ્વારકાં, સોમનાથ પાટણ, અંબાજી, ડાકોર, સિદ્ધપુર, નાશક ને પંઢરપુર વગેરે.

**જૈનોનાં**—પાલીતાણા, આબુ ને ગિરનાર.

**પારસીઓનાં**—ઉદવાડા.

**મુસલમાનોનાં**—મીરાં દાતાર.

**રેલ્વે**—બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે, જી. આઈ. પી. રેલ્વે, એન. ડબલ્યુ. રેલ્વે, કાઠિયાવાડની રેલ્વે ને ગાયકવાડની રેલ્વે, એસ. એમ. રેલ્વે.

---

## હિંદુસ્તાન.

આપણા ઇલકાનું નામ મુંબાઇ ઇલાકો, મદ્રાસી લોકો રહે છે તે ભાગનું નામ મદ્રાસ ઇલાકો અને બંગાળી લોકોના દેશનું નામ બંગાળા ઇલાકો છે. પંજાબી લોકો રહે છે તે ભાગને પંજાબ પ્રાંત કહે છે. 'ઈલાકા અને પ્રાંતો મળીને દેશ થાય છે.' આપણા દેશનું નામ **હિંદુસ્તાન** છે. તેમાં ત્રણ ઈલાકા, કેટલાક પ્રાંતો અને વડોદરાના રાજ્ય જેવાં નિઝામ, કાશ્મીર વગેરે દેશી રાજ્યો આવેલાં છે.

આપણા દેશની ઉત્તર દિશાએ હિમાલય નામનો મોટો પહાડ આવેલો છે. બાકીની લગભગ ત્રણે બાજુએ દરીઓ છે. તેથી આપણો દેશ બીજા દેશોથી કુદરતી રીતે જુદો પડે છે.

**હિમાલય** પહાડ ઘણો ઉંચો છે. આખી દુનીઆમાં એના જેવડો ઉંચો એકે પર્વત નથી. તેનાં શિખરો પર

હંમેશાં બરફ રહે છે. સિંધુ નદી જેવડી જ ગંગા ને બ્રહ્મપુત્રા નામની મોટી નદીઓ ઉપરાંત બીજી ઘણી નાની નદીઓ આપણા દેશમાં આવેલી છે.

**હિંદુ, મુસલમાન, શીખ, ખ્રિસ્તી ને પારસી** લોકો મળી કુળ ૩૧ કરોડ માણસની વસ્તીવાળો આપણો દેશ હિંદુસ્તાન છે.

આપણા દેશ પર અંગ્રેજ સરકાર રાજ્ય કરે છે. તેમનો મુલક અહીંથી ઘણો દૂર છે. અંગ્રેજી રાજ્યના રાજા **પાંચમા જ્યોર્જ** છે, તે હિંદુસ્તાનના **શહેનશાહ** કહેવાય છે. શહેનશાહ તરફથી હિંદુસ્તાનનું રાજ્ય ચલાવવા માટે **વૉઇસરોય** નામના મુખ્ય અમલદારને મોકલવામાં આવે છે. તેમને **ગવર્નર જનરલ** પણ કહે છે. તેઓ સાહેબ દિલ્હીમાં રહી આખા હિંદુસ્તાન પર અમલ ચલાવે છે. ઉનાળાની મોસમમાં તેમનો મુકામ હિમાલય પર આવેલા સિમલામાં રહે છે.

આપણા દેશ હિંદુસ્તાનમાં ગંગા કિનારાનાં તીર્થસ્થળો, કાશ્મીરની ફુલવાડીઓ, આગ્રામાં આવેલ આરસપહાણનો રોજો, દક્ષિણનાં દેવળો અને તાતા શેઠનું લોખંડનું કારખાનું વગેરે ઘણું ઘણું જોવા ને જાણવા જેવું છે.

## ખંડ, મહાસાગર ને પૃથ્વી.

આપણા દેશની ઉત્તરે હિમાલય પર્વતની પેલીગમ ચીના લોકોનો ચીન અને પઠાણ લોકોનો અફગાનિસ્તાન નામના દેશો આવેલા છે. મુંબાઈમાં આપણે અરબ અને જાપાનીસ લોકો જોયા છે. જાપાનીસ લોકોના દેશને જાપાન

અને અરબ લોકોના દેશને અરબસ્તાન કહે છે. "કેટલાક દેશોના મળવાથી **ખંડ** થાય છે." આપણા ખંડનું નામ **એશિયાખંડ** છે. તેમાં હિંદુસ્તાન, ચીન, જાપાન, અફ્ગાનિસ્તાન ને અરબસ્તાન વગેરે કેટલાક દેશો આવેલા છે.

કાળા કાળા સીદી લોકોના ખંડનું નામ **આફ્રીકાખંડ** છે. મુંબાઈ બેટની પશ્ચિમે આવેલા સમુદ્રના સામા કિનારા પર આફ્રિકાખંડ આવેલો છે. તે અહીંથી ઘણા બધા માઈલ દૂર છે.

સાહેબ લોકોના ખંડનું નામ **યૂરોપખંડ** છે. એમના ખંડના નામ પરથી આપણા દેશમાં સાહેબ લોકોને યૂરોપિયન કહેવામાં આવે છે. આપણા રાજકર્તા અંગ્રેજ સરકારનો દેશ ઇંગ્લાંડ આ ખંડમાં આવેલ છે.

એશિયા, યૂરોપ, આફ્રિકા અને બીજા બે ખંડો મળી કુલ પાંચ મોટા ખંડ છે. "આખી દુનીઆ પર જેટલી જમીન છે, તેના પાંચ મોટા ભાગ કરવામાં આવ્યા છે, તે દરેક ભાગને **ખંડ** કહે છે."

જેમ જમીનના મોટા ભાગને ખંડ કહે છે તેમ "પૃથ્વી પરના પાણીના મોટા ભાગને **મહાસાગર**" કહે છે. પૃથ્વી પર મહાસાગર પણ પાંચ છે. આપણા દેશ હિંદુસ્તાનની દક્ષિણે આવેલા મહાસાગરને **હિંદીમહાસાગર** કહે છે. એક મહાસાગરનું નામ **તોફાની મહાસાગર** છે; બીજા એક મહાસાગરનું નામ **શાંત મહાસાગર** છે.

પાંચ ખંડ ને પાંચ મહાસાગરથી પૃથ્વી ભરેલી છે. પૃથ્વીનો આકાર રમવાના દડા જેવો ગોળ છે.

જ્યારે એક શહેરનાં લોકો પોતાને રહેવા માટે ૬૦–૬૫ માળનાં મોટાં ઘર બાંધે છે, ત્યારે કેટલાક દેશોમાં લોકો ભોંયમાં દર ગાળી તેમાં રહે છે. કેટલાક દેશોમાં ઠંડીને લીધે તળાવ અને નદીઓનાં પાણી ઠરી જઇ બરફ થઈ જાય છે, ને તે પરથી માણુસો અને ગાડી-ઘોડાઓ સહેલથી જઇ આવી શકે છે.

સેંકડો માઇલ લાંબી પહોળી નદીઓ, ગીચ ઝાડી-વાળાં મોટાં મોટાં જંગલો, સેંકડો માઈલનાં રેતીનાં રણો, આગના ફુવારા ઉડાડતા પર્વતો, નાના મોટા ડુંગરાઓ, દડદડ વહેતાં સુંદર ઝરણુંઓ, જુદી જુદી જાતની વનસ્પતિ, તરેહ તરેહના જનાવરો, પંખીઓ અને માણુસો, વગેરે અસંખ્ય જોવા ને જાણુવા લાયક જગા, જીવ અને વસ્તુઓ પરમેશ્વરે આ દુનીઆમાં પેદા કરેલ છે. આપણુને પણુ પેદા કરનાર તેજ પરમેશ્વર છે. તો આપણા સરજનહાર ઈશ્વરને રાત દિવસ સંભારવો ને તેને ગમે તેવાં કામો કરવાં એ આપણી પહેલી ફરજ છે.



**આટલું સોંઘું પુસ્તક લેતાં પણ વિચાર કરશો ?**

# ગૂજરાતી શબ્દાર્થ ચિંતામણી

## હાઇસ્કુલ, વિનયમંદિરના શિક્ષકો, ટ્રેનિંગ કોલેજ, લાયબ્રેરીઓ તેમજ ગુજરાતી ભાષાના અભ્યાસીઓને ઉપયોગી નવો જ શબ્દકોષ.

**સાઇઝ**—ક્રાઉન ૧૬ પેજી. **પાનાં** ૧૫૦૦ ટાઇપ—ઝીણા—સ્મોલ-પૈકા **શબ્દો**—૪૨૦૦૦ લગભગ. **અર્થો**—મૂળ અને વ્યુત્પત્તિ સાથે ચોક્કસ અને રૂઢ તેમજ કહેવત વગેરેની સમજણ સહ. પુઠું પાકું છીટનું સોનેરી નામનું **કિંમત રૂ. સાડાપાંચ. જુદા બે ભાગમાં બાંધેલાના રૂ. ૭** (વિ. પી. પોસ્ટેજ તેર આના જુદું.)

**સ્વ. સર રા૦ બા૦ રમણભાઇ સાહેબનો અભિપ્રાય—**

"ગુજરાતી ભાષાના વિસ્તારી કોષની હાલ ઘણી આવશ્યકતા છે. એ જરૂર પૂરી પાડવાના પ્રયત્નરૂપે આ પુસ્તક રચવામાં આવ્યું છે. આ કોષમાં લગભગ ૪૨૦૦૦ શબ્દો છે. આ સંખ્યા હાલના વિદ્યમાન કોષો કરતાં વિશેષ છે. દરેક શબ્દ જોડે તેનું વ્યાકરણદ્રષ્ટિએ પદચ્છેદ તથા લિંગ દર્શાવ્યાં છે, તે પછી (મુખ્ય મુખ્ય શબ્દોમાં) વ્યુત્પત્તિ દર્શાવી છે. છેવટે શબ્દોના અર્થ અનેક પર્યાય સાથે દર્શાવ્યા છે. શબ્દો પરથી બંધાયેલી કહેવતો અને ઉક્તિઓ પણ ખુલાસા સાથે સ્થળે સ્થળે આપી છે. આ રીતે આ કોષ વિદ્યાર્થીઓને તેમજ સામાન્ય વાચક વર્ગને ઉપયોગી થઇ પડે તે પ્રકારનો છે.

આશા છે કે આ ઉપયોગી પુસ્તકની ગુજરાતી પ્રજા તરફથી તેમજ રજવાડાઓ તથા સરકારી કેળવણી ખાતાં તરફથી યોગ્ય કદર થશે, અને પુસ્તક વાચક વર્ગ તરફથી સારો સત્કાર પામશે."

**જીવનલાલ અમરશી મહેતા, પીરમશા રોડ—અમદાવાદ.**

**જીવનલાલ એન્ડ સન્સ—કાલબાદેવી રોડ;**

**મુંબઈ (નં. ૨)**

છાપનાર—શ્રી ડાયમંડ જ્યુબીલી પ્રીન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલ.

ઠે. સલાપોસ રોડ—અમદાવાદ.